# અ
# પં
# ગ
# અ
# દી
# બ.

વાચા પબ્લીસીટી કોરપોરેશન, લીમીટેડ,
(જૉબ ડીપાર્ટમેન્ટ),
૧૧, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ,
મુંબઈ.

કર્તા
મી૦ મેહેરવાનજી મનચે
( જીનાબ

૧૯૨૦

બનામે ખુદા.

# અપંગ અદીબા.

પારસી સંસારનો સાચો ચિતાર આપનારો
'ઓરીજીનલ' નાટક—ત્રણ અંકી.


કર્તા—જનાબ
તે
**મેહરવાનજી મનચેરજી બનાજી**
જર્નાલીસ્ટ અને ઑથર.


**આ કલમથી લખાએલાં આગલાં પુસ્તકો વગેરે.**

(૧) દુન્યાઈ દોર યાને શું કરમને કુટયે કે કૌટકને હસિયે. (૨) સુધારાનું શિખર યાને સંસાર સાગરમાં સફર, (૩) પારસી પુત્રી પ્રકાશ યાને પરણતાને જી, (૪) સનોબર ત્રણ અંકી પારસી સંસારી નાટક, (૫) સોસાયટી સ્ટુ અથવા મંડળ મિશ્રણ, (૬) બુધવારના વાંધા, સ્કીત, (૭) તદન ટાઈમસર. સ્કીત, વગેરે.

**નોટ**—છેલ્લા બે પ્રજા મિત્ર અને પારસીમાં છપાઈ ગયા છે.


પ્રગટ કરનાર—મી૦ મેહરવાનજી મનચેરજી બનાજી,
તારાચંદ બીલ્ડીંગ, હ્યુજ રોડ, ચોપાટી.

ધી તાતા પબ્લીસીટી કોરપોરેશન, લીમીટેડ.
(જોબ ડીપાર્ટમેન્ટ),
૨૧, કાવસજી પટેલ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધ્યે તેના જનરલ મેનેજર,
મી૦ ધનજીભાઇ ડોસાભાઇએ છાપ્યું છે.

**મુંબઈ ૧૯૨૦.**

કીંમત રૂ. ૧-૪-૦.

# ચેતવણી.

---

**આ ખેલના સઘળા હુક્ક ઇલાકા કર્તાને સ્વાધીન છે.**

"અપંગ અદીબા"નો આ ખેલ કાયદાપૂર્વક રૅજીસ્ટર થયા ઉપરાંત તે તેના કર્તાની પોતાની મનશકિતનું ફળ છે અને તે કોઇપણ પારકી મીરાસ ઉપર રચાયલો નથી. તેટલા માટે મુંબઈ યા દેશાવર મજકુર ખેલ છાપવાની, ભાષાંતર કરવાની, ભજવવાની યા તેના કોઈપણ ભાગનો કોઇપણ રીતે ઉપયોગ કરવાની ખ્વાહેશ રાખનારે કર્તાની અથવા તેઓના એકઝીકયુટરો અને વારસોની આગમચથી મંજુરીયાત મેલવવી જોઇશે.

**મેહેરવાનજી મનચેરજી ખનાજી.**

---

## સુચના.

# "અપંગ અદીબા"

## વાજીંત્ર સાજ.

**અમેરીકન ઓરગન**

**વાયોલીન.**

**ડફ.**

---

**તર્જો:—**

**મુખ્યત્વે ઈમિજી, થોડીક દેશી.**

# એસલામ અને એસ્લામીઓ.

## પ્રજામીત્ર અને પારસીમાંથી ઉતારો.

ત્રીજી ઓગસ્ટ ૧૯૧૬.

### જોઇયે છે, 'જીનાબ' જેવા મેહોમેદન લેખકો.

મને મેહોમેદન 'જીનાબ' જોઇયે છીએ. હું એસ્લામી કોમ માટે આવો લેખક માગું છું અને આવા સ્વતંત્ર લેખકોની એસ્લામી કોમમાં મોટી જરૂર છે. પ્રજા–મીત્ર અને પારસીના 'જીનાબ'માં હું જે મુખ્ય ખુબી જોઉં છું તે તેમની સ્વતંત્ર કલમ છે, જેવી કલમ ખુદ પારસી કોમમાં પણ ભાગ્યેજ નજરે પડે છે. મેહોમેદન કોમનો ધારમીક તથા સંસારી તાળો એટલો બીગડી ગયો છે યા બીગડતો જાય છે કે તે ઉપર હીમતથી સ્વતંત્રપણે, કોઇની શરમ કે ખુશામત વગર કે કોઇની મેહરબાની ગુમાવી દેવાની ધાસ્તી વગર નીડર નુકતેચીની કરવા માટે એકાદ બે મેહોમેદન 'જીનાબ' જોઇએ છે. આવા લેખકોજ પોતાનાં અંતઃકરણ અને પોતાની કલમને તથા પોતાના માતપીતાના કુળને શોભાવે છે. 'જીનાબ'ની ધારદાર પણ સ્વતંત્ર કલમથી ઘણાકોનાં કલેજાંમાં ભાલા ભોકાયા હશે યા ભોકાતા હશે, પણ આ 'ઘણાકો' પોતાની શુધ શાન આવતાં 'જીનાબ' ના તડ અને ફડ બોલવાને ભાલા નહીં પણ ગોલાબનો માર સમજે તો હું અજબ થઇશ નહીં. તમારા કેટલાક ભાઇબંધો જુદાં જુદાં નામે 'જીનાબ' ને ઉતારી પાડવાનાં અનેક મોતનાં ફાંફાં મારી એ સ્વતંત્ર કલમકશ ઉપર ધુળ છાંટવાની કોશેશ કરતા રહયા છે, પણ સમજુ વાંચક આલમ તો તમારા તે ભાઇબંધોને નાસીપાસી, હાર અને ખીજવાટની ધુળમાં રગડાયલા જોય છે. તમારા ભાઇબંધોએ તો આવા સ્વતંત્ર અને સાચાબોલુ લેખકથી ઓરબી મગરૂરી માની લેવી જોઇયે છે. આ લેખકની કાંઇક કંગાળ મશકેરી ખેતાબના સંબંધમાં તમારા એક ભાઇબંધે કીધેલી મેં જોઇ છે, જેને રમુજનું નામ આપવું તે એક મુજીને રમુજીનું નામ આપવા બરાબર હું સમજું છું.

A Special word of gratitude is due also to one gentleman, who has willingly and always dis-interestedly helped the Praja Mitra with his racy and independent observations and articles. We mean Mr. M. M. Banaji.—Special Pateti Issue dated 9th September 1916.

---

DEAR MR. BANAJI,

I am much obliged to you for your kindness in presenting me two of your most interesting works. Lady Mehta and myself promise ourselves great pleasure in perusing them, as we have no doubt, that coming from the pen of an author of your high reputation they cannot fail to be most interesting.

Yours sincerely,

PHEROZESHAH M. MEHTA.

## મારા તરફની થોડીક લીટીઓ.

નાટક નીતીની નીશાળ છે; તેનું ખેતર બહુ વીશાળ છે; વળી તે એક ગંજાવર દુન્યવી આરસો છે જેમાં શું ખુબસુરત કે બદસુરત; શું કાળો યા ગોરો; શું પાક યા નાપાક; શું ખુની કે ફાંસીગર; શું માતબર યા મોહતાજ; શું નાહનો યા મોહતો; શું રંક યા રાય પોતાનો નકશો આબહુ જોઇ લે છે, એમ આપણે બચપણથી સાંભળતા, વાંચતા અને ગોખતા આવ્યા છીયે. વળી નાટક આપણી સંસારી આર્થીક અને નઇતીક જીંદગીમાં પણ આપણને રાસ્તીની રાહે દોરે છે અને આપણા ગાઈડીંગ સ્ટાર જેવો થઇ પડે છે. નાટક વિષે આખી દુન્યામાં એટલું તો બોલાયું લખાયું અને વંચાયું છે, જુદા જુદા દેશોમાં તેની ચહડતી અને પડતી એટલી તો આશકારા છે કે તે ઉપર વધુ વીવેચન કરવાની પણ આ નાનકડી ચોપડીમાં જરૂર નથી. જેમ જુદા જુદા દેશોમાં અને જુદી જુદી ભાષામાં નાટક ચહડતી પડતી જોઇ ચુકયો છે તેમ આપણા પારસીઓમાં પણ તે અનેક સ્વરૂપોમાંથી પસાર થઇ કાંઇક હાદેસા ખમી કાળો કદરૂપો બની તે આપણી સનમુખ તેની કંગાળમાં કંગાળ હાલતમાં આજ ઊભો છે. જેમ પારસી નવલકઠામાં તેમ પારસી નાટકમાં Plagiarism ઘણો મોહટો ભાગ ભજવે છે. અલફાતુ નાટક લખનારાઓ અને નાટક નુકતેચીનો તેમજ અલફાતુ નાટક ભજવનારાઓ પારસીઓમાં હાલ કયાં નથી ઉભાઇ જતા? જયારે જોઇએ ત્યારે ખોદા બરકતથી જેમ થરડ કલાસ ઈંગ્રેજી નોવેલો તેમ ઇંગ્રેજી પેની પૅમફ્લેટો કહેવાતા પારસી લેખકોને કયાં નથી જડતા? વળી તેઓને ઉચકી આપવાને અને સાતમે આસમાને ચહડાવાને Gallery Gods અને છાપાનો દેવ

તેઓને ક્યાં સોધવા જવા પડે છે. Do me, do you એ ક્રીસમની mutual admiration societies આજ કાલ પારસીઓમાં ક્યાં ઉભાઇ જતી નથી! ઇંગ્રેજી પગો પર ગુજરાતી ખોખું એ મસાલો ખુટે નહીં એટલો પારસી લેખકોમાં પીરસી રાખવામાં આવે છે. નાટક અને નવલકઠાના Plagiarists એટલે દાણ ચોરી કરનારાઓએ અને લઇ દોડેલા લખનારાઓએ આજે પારસી નવલકઠા અને નાટકને કેવી પંકતીએ આણ્યા છે તે જગ જાણીતું છે.

આ માહરૂં નાનકડું નાટક માહરી પોતાની મનશકતી અને કલ્પના શકતીનું પરીણામ હોવાથી તે માહરી પોતાની મીરાસ છે. જર્મન જગ યુધ્ધ શરૂ થતાં મેં આ નાટક માહરા મરહુમ વાહલા દીકરા ફરામરઝને મોંહડેથી લખાવ્યો હતો જે તેઓએ પોતાની હમેશની ચાલાકી અને ચપળતાથી પાણીના રેળા મીસાલ ચપોચપ લખી લીધો હતો. કાગજ અને છપાઇના અણહદ ચહડી ગયેલા ભાવોએ અત્યાર સુધી છાપાનાં યંત્રમાં જતાં તેને અટકાવ્યો હતો. મોંઘવારીની આ દીશામાં કંઇક રાહાત મલવે હાલમાં આ નાટક છાપી બાહાર પાડવાની મેં હીંમત કરી છે. એક પારસી સંસારી નાટક ખરેખર કેવું હોવું જોઇયે તેનો બેશક આ નાનકડું નાટક સારા નાટકોની હાલની તંગીમાં વાંચક આલમના મન ઉપર ઉ-તમ અસર કરશે એમ માનવાને મહને દરેક કારણ છે. જેમ પારસી સંસારી નાટકો તેમ પારસી નાટક તખતો કાંઇ મુદતનાં કબરવાસ થયાં છે અને અફસોસની બીના તો એ છે કે તેઓને સજીવણ કરવા પારસી કેળવાયલો વર્ગ અને પારસી માતબર વર્ગ કાંઇપણ તુંભા કરતો નથી. નીતીમાન નાટક અને નવલકઠા એક પ્રજા યા કોમના બરડાની

કરોડ સમાન છે એ તો પારસી કોમ અને તેના કેહેવાતા મુખીઓ તેમજ પારસી છાપો સદંતર ભુલી ગયા છે.

આ નાટક માહરી હાજરીમાં માહરા બેટાએ એક નાટકકાર આગળ વાંચ્યો હતો જે ઘણી માહરી વિરૂધ પારટીનો એક સભાસદ હતો. આ નાટક મેં લખ્યું છે એ બીના વિરૂધ પારટીને કાને જતાં તેનો એક સભાસદ માહરી કને આવ્યો અને જો આ નાટક હું વિરૂધ પારટીને માહરા તરફની કાંઈ પણ શરત વગર સોંપી દેઉં તો રૂપીઆ ૫૦૦) ની રકમ તેઓ મહને તુરત પગાર કરશે એમ મહને જણાવવામાં આવ્યું. તેઓની પોતાની શરતો નીચે મુજબ હતી:-

(૧) આ નાટક માહરી કલમથી લખાયેલો છે એમ માહરે કોઇને પણ જાણવા દેવું નહીં.

(૨) વીરૂધ પારટી અથવા ખરીદનાર તેમાં પોતાને મનપસંદ ફેરફારો કરી શકે અને પોતાને ગમતી રીતે તે ભજી બતાવે.

(૩) વીરૂધ પારટીના પ્રમુખે તે લખ્યો છે એમ જાહેર કરવામાં માહરે કંઇ વાંધો લેવો નહી.

કહેવાની શું જરૂર છે કે આ માંગણી તેમજ આ નાટક વાંચી જોવાની સુચણા મેં તુચ્છકાર સાથ ના પાડી. એક પત્રનાં અધીપતીને મેં સુચવ્યું કે તેઓએ આ નાટક પોતાના પત્રમાં પ્રગટ કરવો. શું ધારો છો, મહને શું જવાબ મલ્યો! અધીપતીસાજ હસ્યા "હેહેહે" તેઓ બોલ્યા "નાટક તે કાંઈ ન્યુસપેપરમાં પ્રગટ કરવાનો હોય!" સેવકનો જવાબ એ હતો કે નાટક નવલકઠા કરતાં વધુ આલા દરજ્જો ભોગવે છે. માત્ર

બે ત્રણ વરસની વાત ઉપર તમો સાહેબ અને તમારા મુતવલીઓ તમારા પત્રમાં ચાલુ અને ટુંકી વારતાઓ દાખલ કરવાની સખત વિરૂધ હતા અને જ્યારે વારતાઓ દાખલ કરવા માંડી ત્યારે It never rains but it pours ના સીધ્ધાંત ઉપર અઠવાડીઆમાં પાંચ વાર વારતાઓ તમારા પત્રમાં પ્રગટ થવા લાગી છે. હવે જો સારી વારતાઓ છાપામાં પ્રગટ થાયે તો સારા નાટકો કાં નહીં પ્રગટ થાયે! જે એકજ મુશકેલી નડે તે આ છે કે જેમ સારી વારતા લખનારાઓ તેમ સારા નાટક લખનારાઓની પારસી કોમમાં એકાદ બે માનપુર્વક અપવાદ સીવાયે બીલકુલ કોતા છે.

કલમડી એવી ચીજ છે કે જેને જો એક કુશળ કલમકશ તેની પીઠ ઉપર સવાર થઇ સુફેદ કાગજની સપાતી ઉપર ડપટાવવા માંડે તો પોતાના સવાર સાથ તે એવી જીવ લઇ નાંહસે કે સવારની ગમે એવી આજુજી છતાં તે કેમે કરી તેની ઠોબાવેલી ઠોએ નહીં. કેટલાક સાહેબોને હું બોલતાં સાંભલું છું કે આ મી૦ બનાજી વલી ક્યાંથી પુટી નીકલ્યા. હમો તો સમજ્યા કે તેઓ લખાણબાજીની સપાટી ઉપરથી સદાના ગુમ થઇ ગીયા છે અને હમારા ધુજતાં હાડ અને હાડકાં થડ પડી હવે પારસી હમબગડમનો તખ્તો બેધડક હમો ધુજાવીશું. ના, ભાઇ ના, એએએ આ હું ચાલ્યો. તમારે ગમે તેમ છબરડા કરતા રહેો અને તે સાથ પોતાની અક્કલ અને હુશીયારીનું માપ બીજાઓ પાસ કરાવતા રહો.

કેટલાક કેળવાયલા પારસીઓ જેઓ છાપાદવારે જાહેર જીંદગી અને ખાનગી જીંદગી, રાજદવારી અને સંસારી ફરજો, જાહેર હીંમત,

આદી બાબદો ઉપર ચાલુ વાયેજ કરતા રહે છે તેઓ પોતાની તેવીજ ફરજો કેવી રીતે અદા કરતા રહે છે અને પોતાની જોખમદારી કેવી સમજે છે તે આજ મુંબઇમાં કોઇથી અજાણ્યું નથી.

એક જાહેર લેખકની જીંદગીમાં કોઇક વાર એવો પ્રસંગ આવે છે કે જ્યારે તે પોતાની કલમડીને બાજુએ મેલી પોતાની આસપાસ ઉભાઇ જતાં અનેક કોમી હુમબગો. કાળાં ધોલાં અને ઉધાં-ચતાં, ખાનગી અને જાહેર, સંસારી અને છાપાદવારી, દુરથી તપાસતો બેસી તેનું બારીક અવલોકન કરી તેમાંથી પોતાનો સાર ખેંચતો અને કોમનાં ભવિષ્ય માટે તરેહવાર વમાસન કરતો ઉંડા વીચારમાં બેસે છે. તેવોજ પ્રસંગ હાલમાં ચોક્કસ સંજોગો વચ્ચે મારા પોતાના બાબમાં ઉભો થયો છે. Town talk અને table talk જેમ પાદશાહની પીઠ પછવાડે તેમ માહરી પોતાની પીઠ પછવાડે તમને ગમે તે કહે પણ ખાતરી રાખશો સાહેબો કે માહરી પોતાની અદના બુધ્ધિ અને મનશક્તીમાં ખોદા બરકતથી તલ તસુ જેટલો ફરક પડયો નથી. અને કોઈ પણ વેળા તમો સાહેબો સાથે લખાણ બાજીની કસરતમાં અને મુક્કાબાજીમાં જો જરૂર પડે તો ઉતરવા સેવક તૈયાર છે.

આપઅખત્યાર લેખકોનો ફેજ સદા એવોજ હોય છે. ગજના ગજ કોમને અને પ્રજાને આડે મારગે દોરનારાં લખાણો કરવામાં અને જુઠું બોલવામાં જેટલી હીંમત જોઇતી નથી તેના કરતાં ચાર ચાશણી વધુ હીંમત એક તસુ જેટલું સાચું વીચારવામાં સાચુ

બોલવામાં અને સાચુ લખવામાં જોઇયે છે. આવો એક સાચો લેખક જ્યારે ગુશેનશીન થાય છે ત્યારે તેના દોસ્તો તેના દુશમન બની તેને તજી જાય છે અને તેના દુશમનોનાં મોહડાં હસ્તાં થાએ છે. સેવકના બાબમાં પણ તેવુંજ કાંઇ બન્યું છે.

માહરી આપઅખત્યારી અને રોકડે રોકડું પરખાવાની રૂઢી જેમ માહરા દુશમનોને તેમ મારા દોસ્તોને પણ રૂચી નથી. Ridicule કરવાની એટલે કોઇને પણ મશકેરી રૂપે તેના ખરાં રંગરૂપમાં ઊંધાડો પાડવાની શકતી કવી પોપના જણાવ્યા મુજબ બેધારી તલવાર કરતાં પણ વધુ કાતીલ છે. જેઓ બાહેરથી માહરાં આપઅખ્તયાર લખાણોને ધીકકારવાનું ડોળ ઘાલે છે તેઓ બાતેનમાં ખચ્ચીત તેની વખાણ ગાતા હશે તેમ છતાં જ્યારે માહરી કટાક્ષો અને ટીકાઓ ઉપર તેઓ અમલ કરશે ત્યારે તેઓ તો એમજ કેહશે કે હમો કાંઇ જીનાબની સુચનાઓ ઉપર અમલ કરતા નથી. હમો તો ફલાણું કરવાનાજ હતા અને ધીકણું બજાવાના હતા.

મીઠા બોલ મધુર ખરા, પણ માહે રાખે વિષ,
કડવા બોલ કઠણ ખરા, પણ આપે છે આશિષ.

આજ્ઞાકીત આપનો,

**મેહરવાનજી મનચેરજી બનાજી, કર્તા.**



મી૦ ફીરોજશાહ જહાંગીર બેરામજી મરઝબાનના નાટક નામે "બડો છું" ના ગાયણ પુસ્તકમાં છપાએલા દીબાચાનો બોલે બોલ ઉતારો તેઓની સહી સાથે માહરા તરફની કાંઇ પણ ટીકા વગર રજુ કરૂં છું અને તે ઉપરથીજ શું સાર ખેંચવો તે વાંચક આલમની મુનસફી ઉપર હું સોંપુ છું.

## ફકત એક મીનીટ.

મને ભાઇ મેહરવાન ઇરાની કહે છે કે આ "સ્કીટનાં" આઠ ગાયનોની ચોપડી સારૂ કાંઇ "દીબાચો" લખી આપવો. શું "દીબાચો લખું" દીબાચામાં લખવાનું એટલુંજ કે આ આઠ ગાયનો મારા જોડેલાં યા મારાં પસંદ કરેલાં નથી. એ બીરાદર મેહરવાન ઇરાનીનો પોતાનોજ મસાલો છે.

આજ વર્ષો થયાં એ મારા ઉમંગી ઇરાની રફીકને હું પીછાણુતો આવ્યો છું. **બડો છું જરથોસ્તીઆન** છે એમાં ફેર નહીં! મારા "**અફલાતુન**" નાટક પછી મારી પુઠે ખાઇ પીને લાગ્યો કે મારે એ ભાઇની એમેચ્યુઅર કું૦ સારૂં કાંઇ ઘડીચપકો ચાલે એવું "હસ્વાનું" લખી કાહડયું! તો પછી મેંબી જરા "હસ્વામાંજ" આ કાંઇ ફારસીકલ ઓમટુ ગોમટું ચીત્રીને એ મારા મીત્રને મારી સલામ સાથ બક્ષીશ આપ્યું છે.

હવે એ ફારસીકલ 'સ્કીટ' ને કાંઇ ઉલટથી સારા આકારમાં કહાડવો યા જેમ ગમે તેમ લપેટી કાહડીને તેનો ખુરદો કરી નાખવો તે તો ભાઇ મેહરવાનનું પોતાનું કામ છે. હું તો આ નાનકડો "સ્કીટ" એને આપીને ખસી ગયો છું. એના રીહરસલો વટીક મેં

જોયાં નથી. બધી જોખમદારી મી૦ મેહરવાન ઇરાની અને તેમની પરશીયન ડ્રામાટીક કુંપનીના ચંચલ જવાન ભાઈઓને માથે છે.

મેહરબાની કરી કાંઇ કોઇએ આ નાનકડા "સ્કીટ" બાબે સીરીયાંઉસ ડાચાં કરીને આ તરફ કે પેલી તરફ મતો આપવા પડી જવું નહીં. એમાં 'સીરીયસ' જેવી કોઇ ચીઝ છેજ નહીં. એ "સ્કીટ" માત્ર બે ઘડીની રમુજ યા ધુંઇમાં ખસેડી કાહડવા ઉપરાંત એના સંબંધમાં હું પોતેબી 'સીરીયસ' નથી.

લા૦ **પીજામ.**

તા૦ ૧ લી માર્ચ ૧૯૧૯.

ઘડી ચપકો નામનું પોતાનું એક પુસ્તક જેમાં ઈંગ્રેજી જરનલોમાં છપાઇ ગયેલા ટાહુકા ટુચકાઓના ગુજરાતી ઉતારાઓ સમાવેલા છે તે પુસ્તકમાં મી૦ ફીરોજશા મરઝબાને પોતાની અને પોતાના બે ભુલકાંની તસદીર આપી છે અને તેજ વેળા નીચલી અતી રમુજી અને એકમેકથી ઉલતા સુલતી વાક્ય રચનાઓ કરી છે જે વાંચતાંજ તેઓ કેવી કીસમના કોમીક લેખક છે તે સેહેલાઇથી જણાઇ આવે છે.

(૧) મારા લુલુ અને મારા બદી! તમો મોટા થાઓ ત્યારે વીસરતા ના કે એક ફરદુનજી મરઝબાન, એક બેહરામજી મરઝબાન, એક જહાંગીર મરઝબાનની કલમના તમો સીખ્ખા વારેસો છો.

તેઓના જેવા લખનાર તમો નીવડજો! ન્યુસપેપર લેખક થજો, રમુજી લેખક થજો, ત્રાજીક લેખક થજો, કવી લેખક થજો, નાટકી લેખક થજો, તવારીખ લેખક થજો, ધાર્મીક લેખક થજો, ગમે તે થજો! પણ મારી તમને અંતકરણની દુવા છે કે એક "ઓરીજીનલ લેખક" (!) તો કદીબી થતા ના!

(૨) ઓરીજીનલ લેખક! આહ "પીજામ" એક ઓરીજીનલ લખનાર!! હજી કોઇએ મને કહયું હતે કે પીજામ એક મસાન્યો અને જુદદીન્યો છે તો તે હું વધારે માનતે!!

(૩) રે ભલા ભાઈ, એવો કોણ મુંજી બેવકુફ, કમઅખ્ત, ભેજાંનો ખીસેલો હશે કે જે ખરેખરાં ઉત્તમ **ઓરીજીનલ** લખાણ કરવાની ખુદાઇ અદભુત શકતીને તુચ્છકારી કાહડતો હશે!



# અર્પણ પત્રીકા.

"May I but meet thee on that peaceful shore.
The parting words shall pass thy lips no more."

આ પુસ્તક મારા એક પુરા વહાલા ચાલાક અને ઉમંગી બેટા મી૦ ફરામરઝની ભલી યાદને લાગણીપુર્વક અર્પણ કરૂં છું. લખાણ-બાજીના બાબમાં અને મારા ધંધામાં તેઓ પોતાના પાછલા દીવસોમાં મારા ઘણા કીંમતી મદદગાર થઇ પડયા હતા. મારી ધંધાની જંજાલી-યતથી મારી મંદ પડતી ઉલટને બાજી વખતે તેઓ સજીવન કરી મને આગળ ને આગળ વધવાને ઉલટ આપતા હતા. તેઓ પોતાના પીતાના લખાણો અને પુસ્તકો તરફ સદા માન અને વખાણની નજરથી જોતા હતા અને તે લખાણો તથા પુસ્તકો ફરી ને ફરી વાંચતા હતા છતાં થાકતા ન હતા. તેઓ પોતાના પીતાની કલમથી લખાએલાં એકાદ રસદાર અંગ્રેજી પુસ્તક વાંચવા મોટી ઉલટ ધરાવતા હતા અને પોતે એક કુશળ શોર્ટહેન્ડ રાઇટર હોવાથી તે ટપકાવી લેવા બહુ આતુર હતા. તેઓની હૈયાતીમાં એક અંગ્રેજી પુસ્તક લખવાનો મેં આરંભ કીધો હતો, પણ અફસોસ તે સંપુર્ણ થએલુ જોવાને તેઓ હૈયાત રહયા નહિ. ઇંગ્રેજી અને ગુજરાતી ઉપર તો તેઓ બહુ સારો કાબુ ધરાવતા હતા. તેઓના મરણ બાદ અને મારી જાહેર કલમડીને બાજુએ મુકતાં આ અંગ્રેજી પુસ્તક મેં લખ્યું છે અને સંપુર્ણ કર્યું છે. અને જો ખોદાનું ચાહવું હશે તો તેની બરકતથી હું તે પુસ્તક જાહેર આલમના મત માટે પુર વીશ્વાસથી છાપી પ્રગટ કરીશ. માત્ર મોંઘવારીના સબબથી હું અત્યાર સુધી તેમ કરતાં અટકયો છું.

મી૦ ફરામરઝ માત્ર ૩૦) વરસની ભર જુવાન વયે તારીખ ૪ થી માર્ચ ૧૯૧૮ ના રોજે આ ફાની જાહનમાંથી કુચ કરી ગયા છે અને પોતાના માબાપને સદાની ગમગીનીમાં ગીરફતાર કરી ગયા છે.

મી૦ ફરામરઝને વિલાયતની ઈનકોરપોરેટેડ ફોનેટીક સોસાયટીના પહેલવહેલા ફેલો નેમાવાનું આ દેશમાં માન મળ્યું હતું. તેઓ તે સોસાયટીના ફર્સ્ટ કલાસ સર્ટીફીકેટેડ ટીચર હતા. તે ઉપરાંત તેઓ એક કુશળ ટાઈપીસ્ટ હતા. અને ટાઈપરાઈટર કી બૉર્ડમાં ટાઈપીસ્ટ વર્લ્ડમાં ઉથલપાથલ કરી નાંખે એવા ફેરફારો કરવાની શોધ માટે તેઓએ બે પેટન્ટો વિલાયતમાં, એક ફ્રાન્સમાં, એક હિંદુસ્તાનમાં અને એક અમેરિકામાં મેલવ્યાં છે. જો સંજોગો સહાય થશે તો તેઓની આ કીંમતી શોધોનું શુભ પરિણામ ટુંક મુદતમાં શોર્ટહેન્ડ વરલ્ડ જાણતી અને પીછાનતી થશે. વિલાયતમાં પ્રગટ થતાં જુન ૧૯૧૮ ના પીટમેન્સ ફોનેટીક જરનલ જેનો પ્રસાર પુર્વ અને પેશ્ચિમના મુલકોમાં એકસરખો બોહળો છે તેમાં મરહુમના મરણની નીચલી ખાસ નોંધ લેવામાં આવી છે.

The Society is fortunate in possessing a number of able members in India. Nothing is more remarkable than the zeal and the thoroughness with which the art of shorthand is cultivated in our great Oriental Dependency. Among the clever exponents of the Pitman system in Bombay was Mr. Framarz M. M. Banaji, of whose death news came to hand recently.

Mr. Banaji was a fellow of the society and author of a particularly useful book, Shorthand Outlines Discriminated, intended Primarily for the benefit of native students, to large numbers of whom its author taught the subject.

પોતાને લેખકમાં ખપાવતાં કેટલાંક કબુધ્યાં મરદ અને ઓરતોએ જેમ મહને તેમ મારા બેટાને પોતાની નીચ મતલબો સાંધવા ખાતર ઘણા સતાવ્યા હતા તેઓએ એક બહુ નીચ હલકામાં હલકું ગુલબાન ચોક્કસ મંડલમાં ફેલાવવાને કોશીશ કરી હતી. તે ગુલબાન આ હતું કે મારા લખાણોમાં મારી મંજુરીયાત વગર મારા બેટા પોતા તરફની વધઘટ કરતા હતા. મારા બેટાના કમનસીબ મરણ પછી મારી પોતાની કલમથી પ્રગટ થયલાં ઘણાંક લખાણો આ કબુધ્યાં સ્ત્રી પુરૂષોને એક લપડાક અને થપડાક સમાન થઈ પડેલાં હોવાં જોઇએ. ખોદા તેઓને તેઓની આ કબુદ્ધિ માફ કરે.

જેઓને પોતાના એકપુરાં બાલકના સંબંધમાં મારા જેવો અનુભવ મળ્યો હશે તેઓજ માત્ર મારી દુખી હાલતનો ખ્યાલ કરી શકશે. બાકી આવાં કબુધ્યાં સ્ત્રી પુરૂષો તો ખચ્ચીતજ નહિં.

ઈશ્વર મરનારનાં રૂહને શાંતી બખશે.

કર્તા.

# નાટક પાત્રો.



**અદીબા**—(અરદેશર ફરામજી ગાંધી) મધ્યમ ઉમરના અને મધ્યમ વર્ગના એક સુધ્ધા પારસી ગૃહસ્થ.

**બેહરામ**—તેઓનો જવાન બેટો; પાછલથી સોલીસીટર દીનશાહનો જમાઈ.

**પેરીન**—તેઓની જવાન બેટી; પાછલથી જહાંગીરની મ્હોરદાર.

**ડાકટર લાલકાકા**—એક અતિ આબરૂદાર ઉમરે પુગેલા ગૃહસ્થ; અદીબાના કુટુંબના ખ્યરખ્વાહ.

**અસ્પંદ**—(અસ્પંદીયાર ફરદુનજી ગાંધી) એક આજકાલના બૅરીસ્ટર; અદીબાના કાકાના દીકરા તથા દીનશાહની માસીના દીકરા.

**કુમી કોલસા મડમ**—અસ્પંદની કમસમજ ઇત્તર પરણેતર.

**દીનશાહ ડગલાસ**—એક સોલીસીટર; પૈસાના પુંજારી; અસ્પંદના મસીયાઈ.

**દીનબાઈ**—તેઓની સાલેસ, સમજુ, ઘરરાખુ ધણીઆણી; અદીબાની મસીયાઇ.

**જહાંગીર**—તેઓનો જવાન બેટો; પાછલથી અદીબાનો જમાઈ.

**ખુરશેદજી**—અદીબાના અને અસ્પંદના કાકા તથા દીનશાહના માસા; એક છાંડાવાલા વૃધ વયના પરવારતા ગૃહસ્થ.

**ધનાકાકી**—તેઓનાં વૃધ વયનાં પરવારતાં વહેમી પરણેતર.

**કેકી**—કુમીનો આગલો આશક.

ઉપરાંત :—રામલો, બૉય, ઓળખપીછાનવાલાંઓ, ઇત્યાદી.

સ્થળ :—**મુંબઈ.**

મી૦ મેહેરવાનજી મનચેરજી બનાજી કૃત:

# અપંગ અદીબા

## પારસી સંસારનો સાચો ચિતાર આપનારો ઓરીજીનલ નાટક

(ત્રણ અંકી)



### અંક ૧ લો.



### પ્રવેશ ૧ લો.



**અદીબાનો સાધારણ ઓરડો.**

[વખત રાતના ૮)નો, પેરીન અંદેશામાં બેઠેલી દેખાય છે. ધીમુ મ્યુઝીક. ઉઠીને હાથ જોડી બંદગીરૂપે દુવા ગુજારે છે.]

**બંદગી**

[આઝેઝ થઇ બેસી જાય છે.]

યા ખોદા! હવે અમારૂં શું થશે? બીચારાં મમાનાં કવખતના ગુજરવા પછી, ઓ ધર્તી ને આસમાન!—તમોએ ગોયા અમારી સામે રૂઠવાનો એકસંપ કીધોછ! પપા, પપા, કેવા આફતકારક એતેફાકનો તમો ભોગ થઈ પરયાછ! આંખના નુર વગર હવે તમે શું કરશો? જીવતાં દોઝખ સમાન

લેખાતી આવી જીંદગીનો ડંખ તમે કેમ સહન કરશો? દુન્યાનાં તમામ સુખચેનને સુહનુ–સાહન બનાવનારા આય ગજબમાંથી- ઓ કીરતાર !–તું દોસ્ત કે દુસ્મન, બધાંને બચાવ! (થોભીને વધુ અફસોસથી) મોત જેવી કહાણી પારતા ઓ ગજબ! તું મારા નિર્દોષ પપાનાં રસ્તામાં કાંહ નડવા આયો! ઓ પપા, પપા, આય ગજબ અમને આવો જણુન દીસેછ જતાં કવી શાંન્તીથી તમે તે ખમોછ! "આંખ વિનાનું જીવતર બલ્યું" એ કહેતીને તમે કેવી દલેરીથી, તમારી આગલથી દુર રાખોછ! (અર્જ ગુજારતાં) ખોદા તમને એવી હિંમત સદા બક્ષે, ને આય દેખતી દુન્યામાં તમારા કુદરતી અંધકાર વચ્ચે

[ડા૦ લાલકાકા અણદીઠ દાખલ થાય છે.]

તમારાં કામથી તમારાં નામને અમર કરો એવી આય કમતરીન બેટીની દુવા તમને આમીન, આમીન, હજારવાર આમીન થાઓ. (થોભીને) ખોદા! તારોબી કેટલો ગેરઇનસાફ! રહી રહીને આય આફતનું વાદલ મારી ને વહાલા ભઇ બેહરામની એકઝામીનેશનને વખતેજ તેં અમારી પર તોડી પારયું! વહાલા બેહરામ–તારો મેડીકલ કોર્સ તું પુરો કરી રહયો હોતે તો હમણાં પાંચ પૈસાની રોજી મેલવી શકતે; મારૂં પોતાનું એડયુકેશન પુરૂં થયું હોતે તો હું બી મારી મદદનો ફાળો આપી શકતે. ઓ પરવર! એક વરસ તું થોબતે તો તારૂં શું વહી જતે? અમે તારો શું ગુનાહ કીધો કે આવો ગેરઇનસાફ.

[ડા૦ લાલકાકા તેણીનાં ખભાંપર હાથ મેલે છે; તેણી ચોંકે છે.]

ડાકટર—બ્હેન પેરીન............

**પેરીન**—કોણ!–ડાકટર? અરે તાહરે તમે મારો લવારો સાંભલ્યો કે? (કલવાઇને રડતાં) ડાકટર, મને માફ કરજો: હું ખોદાતાલાને ઠપકો આપતીંતી તેટલાં મને સાવચેત કરવા તમારા જેવા દીલસોઝ દોસ્તનાં કદમ ખોદાએજ અહીં દોરવ્યાંછ. બધાં તો આય દુખમાં અમને વિસરી ગીયાં; સગાં વ્હાલાં વટીક અલગાં થઇ ગીયાં; ને અમે તો સમજ્યાં, ડાકટર, કે તમે બી અમને વા ખાતાં નાંખ્યાં.

**ડાકટર**—પેરીન-હું ન ધારેલો કરાંચીમાં રોકાઇ ગીયો ને રોકાણને સબબે તમારા લોકપર કાગલ લખાયો નહી. મુંબઇ પાછો ફરતાં આજે સહવારેજ તમારા મુરબ્બી પર ગુજરેલી આફતની ખબર મને મલી ને તેવાજ હું અહીં દોડતો આયો. પેરીન, પેરીન,–શું ખરેખર એમજ બન્યુંછ? કોઇએ મને ઠગ્યો તો નથી? આજે તો એવી ખોટી ખબરો આપી નિર્દોષોને નાહકમાં સતાવવામાં કેટલા ફીરગાઓ બહાદુરી સમજેછ! છતાં, હું પોતે આય બીનામાં ઠગાયોછ એમ તમારે મ્હોડેથી સાંભળવાને હું કેવો ખુશી થવશ.

**પેરીન**—અફસોસ!-ડાકટર, તમે ઠગાયા નથી. બે મહીનાની વાત પર પપા બીચારા વરલીના બાણપર, ચાંદણી હોવાથી રાતના ૯ વાગે ફરવા ગીયાંતા તાંહ કોઇ મુછ બલુચીએ એઓને લુટવાની મકસદથી, એઓની આંખમાં અચબુચ સલફ્યુરીક એસીડ છાંટી. (ગળગળતે સાદે) તે મુછને તો પપાની પાકીટમાંના પાંચ રૂપ્યા ને એઓનું ખખડી વખડી ગયલું ઘડીયાલ મલ્યું તેથી તે પોતાને નસીબદાર સમજ્યો હોશે, પણ બીચારા મારા પપા તો સદાના આય દુન્યાની જાહોજલાલીથી બેનસીબ બન્યા. (થોભીને) પપા બીચારા એક ભયબાત ચીચીયારી પારીને બેશુદ્ધ થઇ ગીયા; થોડે વારે તાંહથી પસાર થતા બે પારસીઓ એઓને હૉસ્પીટાલમાં લઇ ગીયા. એક મહીના બાદ એઓ ઘેર આયા, ડાકટરો કહેછ..:......ડાકટરો કહેછ........મારાથી બે બોલો બોલાતાબી નહી–મારી જબાં કપઇ જાયછ મારો દમ રૂંઢઇ જાયછ! (પોતાની આંખો પર હાથ ઢાંકી દઇ સર નીચું કરી નાંખે છે.)

**ડાકટર**—પેરીન, પેરીન, ગમ ના કરો, (સ્વગત) અફસોસ! તાહરે આય બીના ખરીજ છે કે બીચારા અદાબાએ પોતાની આંખોનું કીમતી નુર સદાનું ગુમાવ્યુંછ. કેવા કમનસીબ! નોકરીની ફેર બદલીના પરિણામે કલકતા છોડી ફકત ચારજ મહીનાપર એઓ મુંબઇ આયા. (પેરીનને) પેરીન બહેન, તમે હારી ખાઓ ના. જેમ સારાં પછવારે માઠું, તેમ માઠાં પછવારે સારૂં સદા ચાલતું આવેછ. પરવરદેગાર એમાંથી કંઇ સારૂંજ કરવાનો હોશે. પણ, બહેન, હું પુછવાની હિમત કરૂં કે પપા બીચારા એ આફત કેમ સોસેછ?

**પેરીન**—જી, એઓ પહેલાં તો એકદમ 'નરવસ' થઈ ગીયા: પણ ખોદાયજીએ અમારાં ગરીબ કુટુંબ તરફ જોઇ એઓને કંઇ અજબ હિંમત બક્ષી. પપાએ સોગંદ લીધાછ કે રૂા. ૧,૦૦૦ ની રકમનો ઉંચકો, જે એઓની ઓફીસ તરફથી એઓને મલ્યોછ, તેની દરેકે દરેક પૈ ભાઇ બહેરામના ઍડયુકેશન પાછલ એઓ ખર્ચશે ડાકટર—બીજું કંઇ તમને કેહું કે? પપા પોતાની પાસે જે પાંચસો સાતસો રૂપરડી બચેલી છે તેમાંથી કંઇ ઉદયોગ કરવા માગેછ: આહા, એ શું ઠઠ્ઠા મશ્કેરી જેવું લાગતું નથી? પપા બીચારા ધંધો કરે!

**ડાકટર**—નહી, બ્હેન પેરીન, તમે ભુલોછ. પહેલાં તમે ખોદાતાલાને ગેરઇનસાફ કરવા જતાંતા, પછી મારા જેવા કમીનાને ગેરઇનસાફ કર્યો ને તે પછી તમે તમારા પપાને ગેરઇનસાફ કરોછ! પેરીન બ્હેન, ઘણાક અપંગોએ પોતાના મનની ને તનની દેલાવરીથી આય મતલબી દુન્યાને જે કંઇ કરી દેખાડ્યુંછ તે દેખતાંઓએ, ચશમોના નુર છતાં, કોઇ કાલે બજાવ્યું નથી. મારી તો ખાતરી છે કે તમારા પપા ખચ્ચીત કંઇ નવું જુનું કરી દેખાડશે.

**અદીબા**—(અંદરથી) પેરીન, પેરીન—દીકરી તું કાંહ છે! કોણુ સાથ વાત કરેછ?

**પેરીન**—જી જી, આવીજી. એ તો ડા૦ લાલકાકા છે. [ અંદર દોડી જઇ અદીબાનો હાથ પકડી લાવેછે. ડા૦ લાલકાકા સામા જઇ તેઓનો હાથ ઝાલી ઇઝીચેરમાં તેઓને બેસાડે છે. એક મીનીટ ચુપકીદી જે અદીબા પોતે તોડે છે. ]

**અદીબા**—ડાકટર-મારી પેરીન ને મારો બેહરામ તો સમજતાં'તાં કે તમે બી "સુખે સોની ને દુખે રામ" ની કહેતીને ખરી પાડી આપી, અમારે તાંહ આવવાના અખારા કરતા હોશો: પણ હું તો તેમ માનવાને આંચકા ખાતો'તો. જુવાન્યાઓ હંમેશાં એવી વખતે પોતાના મનનું સમતોલપણું ખોહી દેછ! મેં મારી આંખોનું નુર ગુમાવ્યુંછ તેથી મને જેમ ઘણાક ગેરફાયદા તેમ થોડાક ફાયદા પણ હાંસલ થશે. સૌથી કીંમતી ફાયદો શું થશે તે તમે જાણવા માંગોછ, ડાકટર? તે ફાયદો ખરાં ને ખોટાંની પીછાન કરવાની બેમુલ શકિત છે. એક નાબીના પોતાની આંગલીના ટચકાથી જે

ચીજ પારખી લેછ તે બાજે વખત દેખતાંઓને તાજુબ કરેછ. મારા ખરા દોસ્તો કોણ છે ને ખોટા કોણ છે, દુન્યામાં સાચવટથી ચાલનારાં ગજવે ગરીબ પણ દીલગુરદે તવંગર કોણ છે ને જુઠ્ઠાણામાં જીંદગી ગાલનારાં ગજવે ગબ્બર પણ જીગરે પથ્થર કોણ છે, તેઓને હું ડાકટર, હવે સહેલથી પીછાની શકુંછ, ને વધુ પીછાની શકીશ.

**ડાકટર**—અદીબા, તમારી આય હીંમત વાસ્તે સેવક તમને દીલોજાનથી મુબારકબાદી આપેછ. તમારા બદલ કોઇ નાહિંમત નાબીના હમણા હોતે તો હજાર કીસમના રોદરા રડી પોતાને ને પોતાની આસપાસનાઓને રંજુર કરતે. (તેઓની આંખ તરફ નજર કરતાં) અદીબા, એક મીનીટ તમારી આંખ તપાસવાની મને રજા છે?

**અદીબા**—એક મુકીને દસ. પેરીન દીકરી જરા મીનબતી લાવ.

[ફુલ લાઇટ બંધ. પેરીન મીનબતી લાવે છે. અદીબા પોતાના ગૉગલ્સ કાઢી નાંખે છે ડા૦ આંખ તપાસે છે. એક મીનીટ ચૂપકીદી. અદીબા ગૉગલ્સ પાછા પહેરે છે]

**અદીબા**—ગુચવાવા ના, ડાકટર: ચૂપ રહેવાની કંઇ જરૂર નથી. તમે માનોછ કે મેં મારી ચશમોનુ નુર સદાનું ગુમાવ્યુંછ. જે ચીજનો આપણે ઇલાજ કરી શકતાં ન હોઇએ તે સહનશીળતાથી સહન કરવામાંજ ઉમદા સમજ આપરે વાપરેલી કહેવાયછ. મારી પેરીન ધંધાધાપામાં હું ઠર પડું તાંહસુધી મારી આગલ વાંચશે: મ્યુઝીકની એની કુશળતાતો તમે જાણોછ ડાકટર. એ જ્યારે ગાયછ ત્યારે હું મારૂં અર્ધું દુખ વિસરી જાઉંછ. દીકરી–અચકા ના; હમણા, હું "મુડ" માં છેઉં–કંઇ ગા.

**ગાયન.**

**અદીબા**—આબાદ મારી બહેસ્તનનો હલક! આહા સુના, સુના! હમણાં તું હૈયાત હોતે તો મારી મુશ્કેલી કેવી આસાન કરતે (ગૉગલ્સ કાઢી આંખ લુછેછ.)

**ડાકટર**—અદીબા, મારા મેહરબાન દોસ્ત, હાલને સમયે આંસુની ધારા તમારી ચશમોને વધુ હાની પુગાડશે.

**અદીબા**—(ધાડા અવાજે) ડાકટર, હવે બધું રંધઇ તો ગીયું! વેલાત જવા જેટલા મારી પાસે પૈસા હોતે, અથવા મારાં અતલગનાં મને ધીરતે તો મારી આંખો સદંતર નહીં ખોવાના ઘણા ઓછા ચાન્સીસ હતા. હવે વધુ હાની શું પુગવાની છે તે હું સમજી શકતો નથી! મને હવે એ ગુમાયલું નુર પાછું મેલવવાની સહેજ પણ આસા નથી.

**ડાકટર**—ભલા દોસ્ત, જબ લગ શ્વાસ તબ તક આસ. દીલગીર છું કે મને ઉતાવલે રૂખસદ લેવી પરેછ. મને એક ઍપોઇન્ટમેન્ટ છે તે મારે રાખવુ જોઇએ. સાહેબજી.

**અદીબા**—તનદરોસ્તી, સાહેબજી.

**ડાકટર**—સાહેબજી, સાહેબજી: સુખી રહો. હું કાલે આવીશ.

[ જાય છે. ]

---

## પ્રવેશ ૨ જો.

———:o:———

### 'ડગલાસ હાઉસ.'

———:o:———

### શૃંગારેલો વરંડા.

[ દીનબાઇ કાનમાં ઇઅરરીંગ પહેરતાં અને પોતાનો ડ્રેસ સરખો કરતાં નજરે પડે છે. નોકર ગાડી તૈયાર થવાની ખબર કરે છે તેટલાં સોલીસીટર દીનશાહ ધસી આવે છે: તેઓને જોઇ દીનબાઇ લગાર ગભરાયલાં દીસે છે.]

**દીનશાહ**—હલ્લો! કાંઇ જયજી દીના?

**દીનબાઇ**—(ઉડાવીને, નરમાથી) દીનશાહ ડીયર શું તે તમને કહેવાને હું બંધાયલી છેઉં?

**દીનશાહ**—"બંધાયલી છેઉં"? Of course you are.

**દીનબાઇ**—સોલીસીટર સાહેબ, એ તમારો law બ્રીટીશ લૉ છે, રોમન લૉ છે, કે ગ્રીક લૉ છે?

**દીનશાહ**—જે તું ધારે તે, દીના.

**દીનબાઇ**—હું તો એને મારશીયલ લૉ ધારૂંછ બા.

**દીનશાહ**—કારણ-બાઇ સાહેબ?

**દીનબાઇ**—કારણ એજ સોલીસીટર સાહેબ, કે ગઇ કાલેજ તમે બનીઇનીને બહાર જતાના તાહરે મેં તમને મીનતભરીથી પુછ્યું કે "દીનશાહ ડીયર એટલા મોડા કાંહ જાઓછ?" તો દીનશાહ ડીયર તો ધુખરઇ ગીયા ને ધુખરાતમાં ચાલતા થયા; પણ હું તો તમને હશીખુશીથી જણાવુંછ કે, હું હમણા મારા દુ:ખી કઝીન અદીને મલવા જાઉંછ.

**દીનશાહ**—દુ:ખી કઝીન અદી!! વરી તે કોણ ફુટી નીકળ્યોછ? (જરા થોભીને) ઓ આઇ સી, પેલો તારો અપંગ અદીબા! પણ, બાઇ સાહેબ, એવા રીજારડાં પીજારડાંઓને મલવા જવાનું તમને કંઇ કારણ? બાનુઓનો ડ્રેસ ને બ્યુટી Admire કરવા જેવી હાલતમાં એ હવે છેજ કાંહ? (હસે છે) દીકરા દરનારીના ને નામ દારાશાહ! મારા ફ્રેન્ડ અસ્પંદ સાથે ભેલઇ જવાની તાલતલાવતથી એ સ્તુપીડબી પોતાના કાર્ડપર A. F. Ghandhi છપાવેછ! એવા ધાંચીના બેલોએ કાર્ડો તે કેવા રાખવાના, ને વરલીના બાણુપર ચાંદરણી તે કેવી શોરવાની!

**દીનબાઇ**—દીનશાહ, દીનશાહ, તમે એવા કસઇ કે'દહારના થયા! તે દહારે આપરો ટૉબી મોટર તળે દબઇ ગીયો તો તમે બે દહારા ખાધું નહીં ને આય બીચારો મારો અદી અપંગ થયો તો તમે તેની મ્હોભાવતી ઠેકરી કરોછ, જો કે સલુકઇમાં ને પોતાના કુટુંબ તરફની વર્તણુંકમાં તમારો અસ્પંદીયાર મારા અદીબાની જુતીએબી નહીં આવે. બીચારા ગરીબનાં નશીબજ ગરીબ! એક વરસપર ગુલે ગુલાબ જેવી બૈરી ખોહી, ને હમણાં અંધાપો! ધાઓ ધાઓ ને કર્મમાં હોય તે ખાઓ!

**દીનશાહ**—જોની દીના હું કંઇ તુંને ગુસ્સે કરવા માગતો નથી; પણ હવે એ અદીવાલાંઓનું બધું સાતરેસાત થઇ ગીયું હોશે! એ લોકને તું કોડું આપવાનું ચાલુ રાખશે તો એ પીડા તુંને સદાની પગે વળગશે. બાઈ-ધ-બાઇ, દીના, ગમે તે હોય પણ આજે તો તારેથી એ અદીને જોવા જવાશેજ નહી. હું પોતે અસ્પંદ સાથ કંઇ કામસર એને મલવા જવાનો છેઉં; (દીનબાઇને બોલતી અટકાવી) no, no, એ વીઝીટનું કારણ તું મને હમણા પૂછતીજ ના; એતો કંઈ પ્રાઇવેટ મૅટર છે, ડાહી થશે તો કોઇ દહાડો જાણશે. ચાલ ટટા. Keep to your promise.

**દીનબાઇ**—પણ મેં પ્રૉમીસ આપીયજ કાંહ?

[દીનશાહ તેણીના બોલો સમજયો ન હોય તેમ ચાલતો થાય છે.]

આહા! કહેજે બધી અહેંકરઈ, તહેંકરઇ ને તુંદઈ, બધો મરડાટ ને બધો અકરાટ, બધી કસરેવજી ને બધાં કારસ્તાન બૈરાંઓમાંજ છે ને......
...ને.........માટીડાઓ તો બધા ચોખ્ખા ચંડાળ!! (તુચ્છકારથી) જે લોકો એમ કહેવા નીકળેચ તે લોકોને હું મારા આય સોલીસીટર સાહેબનો દાખલો ઘણા માન સાથે અર્પણ કરૂંચ. અરે—શું અમારામાંથી કોઇ સફરેજેટો નહીં નીકળી આવે? આવાઓને ઠેકાણે લાવવાનો એજ રસ્તો છે. કોઇ બીજી જેવી બૈરી હોતે તો દીનશાહની બહોંસપર અદીને મલવા જતે. આહા હું ઇચ્છુંચ કે હું તેમ કરૂં, પણ નહીં—બૈરાં તે આખર બૈરાં; માટીડાની ઉપરવારાં થવામાં શોભા નહીં. આજે હું એમ કરશ તો કાલ ઉઠીને મારી દીકરી પોતાના વર સાથે તેવી નબહેતર ચાલ ચલાવશે.

[ન્યુસપેપર ઉઠાવી તેમા ચિત લગાડે છે.]

# પ્રવેશ ૩ જો.

——:o——

## અદીબાનો સાધારણ ઓરડો.

——:o:——

[રામલો, અસ્પંદ ને દીનશાહ સાથ વાત કરતો દાખલ થાય છે.]

**રામલો**—છેઠ, પેરીનબઇને બોલાવું કે?

**દીનશાહ**—નહીં નહીં, તેનું કંઇ કામ નથી. તારા પેલા આંધરાને... અરે, શેઠનેજ અહીં લઇ આવ.

[રામલો જાય છે.]

**અસ્પંદ**—દોસ્ત દીનશાહ, કામ જરા ચપલઇથી લેવું પરશે; ઝબાનદરાઝીનું જંગ મચાવવું પરશે. થોડાં તીખ્ખાં સાથ થોડું મીઠું, મીઠાં સાથે ખારૂં, ખારાં સાથે ખાટું–અહેહેહેહે–જમાવવું પરશે! અહેહેહેહે, એ તો આપરો વકીલ બૅરીસ્ટરોનો ધંધોજ છે,–કેમ?

**દીનશાહ**—બાજી તો જબ્બર છે! જીત્યા તો પાર, નહીં તો તરીપાર! બધો રંગ નરો નરો જાણે "પર પાસા પોબાર" જેવો છે. You follow me? આપરે તો એવું કરવું જોઇએ કે કાકા ભત્રીજા કોઇબી દહારો ગલેગલાં કરે નહીં. એવું જો થયું તો એમજ જાણજે, દોસ્ત અસ્પંદ, કે ખુરશેદજીનાં વીલમાંથી આપરૂં નામ નાબુદ!! એ ધાંખરો બી જબરો ધટીચક્કર છે! અદી આંધરો થયો,–ને હું ઇચ્છુંછ કે એ ખરશેદજી ધાંખરો સદાનો મુગોમંતર થાય!

**અસ્પંદ**—કારણ?

**દીનશાહ**—કારણ એજ કે એને એનું હૈયું હંમેશ ડંખે છે ને એ ધાંખરો કોઇ વખતે આદાની સુંઠ કરી નાંખશે! તું જાણેછની, બીરાદર, પેલી બીના?–(હળવેથી, કાને લાગી) અદીના બાપનું વીલ?

[શામલાને અદીબાને લઇ આવતાં જોઇ બન્ને જણાં આગલ ધસી જાય છે. અસ્પંદ તેઓનો હાથ ધરવા જાય છે. અદીબા તેને અટકાવે છે.]

**શામલો**—અરે રાખોરે, એમ શું કરો,-છેઠ પરી જછે.

**દીનશાહ**—કેમ છેઓ અદીબા ? એ તો અમે લોક છઇએ. આઇ મીન હું સોલીસીટર દીનશાહ ને બૅરીસ્ટર અસ્પંદીયાર. અમે તમારી સાથે કંઇ અગત્યની વાત કરવા આયાછ. Excuse us, we have only ten minutes at our disposal. તમારી આંખ વિશે તો અમે સાંભલ્યુંછ. Very sorry, ખચ્ચીત, પણ can't be helped.

**અસ્પંદ**—Yes, yes, hope for better times.

**અદીબા**—સાહેબો, તમે એવાં તે શું અગત્યના કામસર આયાછ તે જણાવવાની મેહરબાની કરશો ?

**દીનશાહ**—(અસ્પંદના કાનમાં) તું શરૂ કરેછ કે હું ?

**અસ્પંદ**—(દીનશાહના કાનમાં) તું કર...અરે, હું કરૂં.....નહીં, તું કર......

**દીનશાહ**—(અસ્પંદના કાનમાં) તું કર...અરે, તમે કરો......અરે, હું કરૂંછ (અદીબાને) જુઓની, અદીબા......અરે, મી૦ અરદેશર, તમે આંધરા થયા અને અમારી sympathy અચાનક તમારી સાથે દોરવી ગીયા. બધા આંધરાઓ કંઇ એવા lucky હોતા નથી.

**અદીબા**—ખરૂં કે ? ત્યારે હું ધારૂંછ કે એવીજ sympathy મેલવવા તમારા બેમાંનો એક ખોદા ન કરે અપંગ થાય ખરો.

**અસ્પંદ**—ઓ નૉનસંસ ! rot ! અદી તું તો એવોજ ખાઉ કડું રહી ગીયો ! (દીનશાહને) બીરાદર, આગલ ચલાવ.

**દીનશાહ**—જોની અદી, હું કહેવા જતો'તો કે પેલી old story, આઇ મીન જુની ગેઇ ગુજરી તો' તુંને યાદ છેની ? તારા બાવા ને તારા કાકાની–વેંપારાદારી partnership ? તારા બાવા માવે

ગરીબ: તારા કાકા હાથનું મુકેલું પગે વારી જાય તેવા સાહુ: આસમાની ચક્કર બાવાની વિરૂધ! કાકાની તરફેણ! બાવાએ જોઇએ તે કરતાં જલદી ટાંકો ધરી કરવો: કાકાજીએ તેનો લાભ લેવો: ને તારે વાસ્તે તૈયાર કરેલા તરનવાલા ગુપચુપ હજમ કરવા: A will there was certainly......

**અસ્પંદ**—Witnesses there were assuredly: myself and my learned friend here.

**દીનશાહ**—But,-but-no signature! સાંભલ્યું કેની અદી? સહી માઇસ!! કારણ, સહી કરે તે અગાઉ તારા ધાંખરાએ ટાંકો ધરી કીધો.

**અસ્પંદ**—પરિણામ?

**દીનશાહ**—પરિણામ? એક પુરા બેટા અદીબાની બદબખ્તી! બેટો તુંદો!-તું જાણે છ કેની અસ્પંદ? તેને મેં timely ઑફર કીધી કે કાકા સામે હાઇ કોર્ટે ચઢવું, પણ નહીં,-મી૦ અદીબા, ઉર્ફે અરદેશરજી ફરામજી ગાંધીને દેખતી આંખે તે વાત ધ્યાનમાં ઉતરી નહીં.

**અસ્પંદ**—Yes, yes, times were different દેખતી આંખે નહીં ઉતરી તો હવે આંધરી આંખે તો જરૂર ઉતરશે. કેમ, અદીબા, ટોકી દેઓ: જીત્યા તો અર્ધુ તમારૂં ને અર્ધુ અમારૂં: કેમ, છે કબુલ? (ખીસામાંથી એક કાગલ કાઢી) Here's the agreement–Come on, અદી, sign it. Time is short, and time is money. અમારો વિચાર ફરે તે અગાઉ અમારી કીંમતી સલાહનો લાભ તાહરે લઇ લેવો જોઇએ.

**અદીબા**—(ખુબ વિચાર કરી બોલતા હોય તેવી અદાથી) જીત્યે તો અર્ધુ તમારૂં ને અર્ધુ મારૂં! પણ......પણ...હાર્યે તો, અલબત, તમે બીચારા એવા ગાય ગોસ્પંદ જેવા મારા બીરાદરો છેઓ, કે બધો ખર્ચનો બોજો તમે બેઉ જણા તમારે માથે ઉપાડી લેશો!

**દીનશાહ**—O what rot! We to bear expenses! અમે ખર્ચ ઉપાડયે? એ તો લાધ દે, લધામણ દે જેવું થયું! ખર્ચ થઇ થઇને કેટલો થવાનો છે? હું સોલીસીટર પરયો ને અસ્પંદ બૅરીસ્ટર પરયો: હું અસ્પંદને instruct કરશ......

**અસ્પંદ**—ને અસ્પંદ તમને construct કરશે!

**દીનશાહ**—જે બે ત્રણ હજારનો ખર્ચ થશે તે તો અલબત તું આપી શકશે અદી. અરે, ખોરૂં ઘી કંઈ દીવેલમાંથી જાય? તારી બ્હેસ્તનનાં કંઇ કપરાં લત્તાં, ઘણુનાં ગાંઠાં હોશેની? હવે તેને રાખી મુકીને તું શું કાલ્લો જીતવાનો છે? વળી કહેજે ઇનશ્યુરંસવાલાઓએ તુંને gratuity ના રૂ. ૧,૦૦૦ આપેલા છે?......

**અદીબા**—ને એ બધું આપી દેવા છતાં આપરે હાર્યાં તો! મારા શું હાલ થાય? તમે લોક કંઇ મને મદદ કરો ખરા કે?

**અસ્પંદ**—ઓ, મદદ? એ તો સૌ વખત વેળાએ થઈ રહેશે, "એમ થશે તો?" ને "તેમ થાય તો?" તું બી જબરૂં મેલું છે અદી! ચાલ હવે, બોલી દે, તુંને આય દરખાસ્ત કબુલ છે કે?

**અદીબા**—"કબુલ છે" પૂછોછ? હજાર બાર ના કબુલ.

**દીનશાહ**—The man is mad! **Raving** mad!!

**અસ્પંદ**—completely insane!

**અદીબા**—જુઓ અસ્પંદીયાર, જુઓ દીનશાહ...તમારા મનની હાલની હાલત જોતાં તમારા અપમાનો હું દરગુજર કરૂંછ. મારો બેહરામ જો અત્રે હાજર હોતે તો તમને કંઇ બીજીજ જાતનું treatment આપતે.

**પેરીન**—(દાખલ થતાં) લાત મારીને બહાર કહારતે. પપા, પપા તમે ઉસ્કેરાવો ના. મી૦ અસ્પંદીયાર, મી૦ દીનશાહ તમારી વાતચીત મને ઓરડામાંથી સમજઈછ કારણ તે નહીં સમજવાની મને કોઇએ તાકીદ કીધી'તી નહીં. કાકાજી ગમે તેવા હોશે, પણ મારા પપા કદી ભૂલ્યા નથી કે એઓને પહેલાં કલકતામાં નોકરીએ લગાડનાર એજ કાકાજી હતા, ખોદા અમારો નીગેહબાન છે. સૌનું કીધું સૌ ભોગવશે.

**અસ્પંદ**—Come along દીનશાહ: એ તો દોરડી બળે પણ કંઇ વળ જોડે?

**દીનશાહ**—એ તો કુતરાની પુછડી વાંકી તે વાંકીજ ! અદી,-અમે જઇએછ તો ખરા પણ યાદ રાખજે કે Pride goeth before destruction. યાદ રાખજે કે અમે **તારા** થવા માંગતા'તા ; તેં અમને **તારા** કીધા નથી, પણ તારા કાકાજી અમને **પોતાના** તો જરૂર કરશે. જે જરૂરી સલાહને તેં **આજે** ઠોકરે મારીછ, તેથી ઉલટીજ સલાહ **આવતી કાલે** તારા કાકા જરૂર માથે ચહડાવશે.

[તુચ્છકારથી જાય છે, પેરીન બાપને દીલાસો દઇ ગાય છે.]

ગાયન.

---

# પ્રવેશ ૪ થો.

——:o:——

## ખુરશેદજી કાકાનું મકાન.

## આરાસ્તા દીવાનખાનુ.

**ખુરશેદજી**—અરે ખોદાયજી ! તારા સમ : અમે ઇનસાન ચાહીએછ શું ને તું ખોદા કરેછ શું ! મારા સમ : અમારી મરજી પ્રમાણે તું નહીં ચાલે ? અમે તારા કહયાગરા નથી, તો તું **અમારો** કહયાગરો કાંય નહીં થાય ? જોની બા-કહેજે દુન્યા એક મોટો જેવો ઘોંટાલો પીંડાલો છે ! ઇન્સાન તારા કહયાસરનું નથી, તો તું અમારા કહયાસરનો થા, ને પછી જો કે બાજી કેવી રસપર ચહરેછ ! અછ જાઓજી-તમારા સમ : અરે કુલે આલમના સમ : એમાં શું ખોટું છે ? કહેજે પહાડ મહમદ આગલ નહીં ગીયો તો મહમદ પહાડ આગલ આયો. મેં ચાહયું એક, ને ખોદાયજીએ કીધું બીજું ! અદીની કાસર પટાવવા મેં એને સદાનો કલકતે કહારયો, તાહરે ખોદાયજીએ, મારો કાંટો કહારવા, એને પાછો અહીં ધકેલી આપ્યો ; એના શેઠાનેબી કોઇ બીજી જગા મલીજ નહીં તે ચાર મહીના પર મુંબઇમાંજ એની બદલી કીધી ! (વિચારીને) અરે પણ, એનાથી બીહવાનું મને કારણજ શું છે ?

એ કાંઇ મારી પર વહેમ લઈ જાયછ? એ કાંઇ મારી માફક પૈસાનો પુંજારી છે? એ ખોદાપરસ્ત છે: હું સહેતાન પરસ્ત છેઉં. આહ! ખાઈ ગૉડ!......નહીં નહીં,-ખાઇ સેતન!

[ દીનશાહ અને અસ્પંદ દેખાવ દઇ છુપાઇ સાંભળે છે. ]

કોઇ કોઇ વખતે તો મને એવું થાયછ કે ડા૦ વૉન્લૅસ પાસે ઑપરેશન કરાવી આય મારૂં ડંખતું હૈયું બહાર કહરાવી નાંખુ. એમ તો ઘણા કોહયલા સડેલા ભાગો ડાકટરો કાંઇ કહારી નથી નાંખતા? (અચકીને) ઓ નૉનસન્સ! I am going mad! શું કરતુકીઓ બધા એવા હીંચકારા હોશે? શું અસ્પંદ ને દીનશાહ બી એવો હીંચકારો બકારો કરતા હોશે? આંતરે આંતરે સુખડ લઇ આતશબેહરામ અગ્યારી પુંજુંછ; કલાક કલાકે નાક ઘસણી કરૂંછ; મહીને મહીને મુવાં-જીવતાં કરૂંછ; દરરોજ ઘેરમાં અફરગાન્યા આગલ-માથે બરફ જેવો તુવાલ નાંખીને-પટેટ ભણુંછ; હમકારે હમકારે માચી ચહરાવુંછ; તો ખોદાયજી! (ઉપર જોઇ) શું તમારી ફરજ નથી કે એ બધાંનાં બદલામાં મારૂં હૈયું શાંત કરો? આહા! આય વખતે હું કેવું ઇચ્છુંછ કે કોઇ મારો સારો સલાહકાર હોય.

[ દીનશાહ અસ્પંદ જાહેર થાય છે.]

**દીનશાહ**—Here we are: ખુરશેદજી ડીયર,-અમે તમારા સલાહકાર છઇએ, શુભેચ્છક છઇએ, હિતેચ્છુ છઇએ......

**અસ્પંદ**—તમારા ભાવિક સેવક છઇએ, દાસ છઇએ, ગુલામ છઇએ, અને જરૂર પડે તો......yes, why not? તમારા પાંઉની ખાક ચુમવાનેબી તૈયાર છઇએ.

**દીનશાહ**—Right! એઓ બીચારા કાંઇ આપરો પાર ભૂલવાના છે? ખુરશેદજી ડીયર, તમે ખોદાયજીને તમારા દુશ્મન ગણોછ પણ તેઓ તો તમારા દોસ્ત છે: તેઓએ અદીને આંધળો કીધોછ ને......

**ખુરશેદજી**—ને, તમારા સમ, મારા ને......ને......તમારા જેવા હયાંફુટાઓને દેખતા રાખ્યાછ. દુન્યાની બાજી દેખી, ના થતો રાજી!! આજે

કોઇની તો કાલે આપરી! પણ, દીનશાહ: પણ, અસ્પંદ: તમારા સમ, તમે મારો બકારો સાંભળ્યો કે?

**અસ્પંદ**—અરે, હવે એ સાંભળ્યો, ને નહીં સાંભળ્યો! સાંભળ્યો તે કંઈ નહીં સાંભળ્યો થવાનો છે?

**દીનશાહ**—Yes, yes, આજે એક માચી વધારે ચહરાવજો, કે ખોદાયજીએ તમારૂં પાપ ચેતી લઇ......અરે! તમારી મુરાદ પામી જઇ......

**ખુરશેદજી**—તમારા જેવા મુર્દીદોને મારા જેવા શાગીર્દોને તાંહ મોકલી આપ્યા! તમારા સમ: કેવો મજેહનો sentence લાગેછ: રખે ખોદાયજી એ સાંભળી આપણને બધાને sentence મારે!

**અસ્પંદ**—Come, come, કાકાજી,–you are an errant coward.

**દીનશાહ**—Yes, હીચકારી અમ્મા છે! જુઓની: ગેઇ કાલે અમે અદી પાસે ગીયા'તા...કેમ? છાતીએ હાથ શાનો દેવોછ? શું છે? પેન થાયછ? અરે એતો શાન્તી અગાઉ તુફાન! એજ કારણને લીધે અમે તમને ભલામણ કરતા આયાછ કે–બાવા, મુરબ્બી, જરા ચેતો: બીજાના દાખલાઓ પરથી ચોંકો ને વખતસર 'વીલ' કરો; પણ બાવા તો જાણે સુહના બેહરા!

**અસ્પંદ**—તમને કાંહ પૈસા પરવાના છે? એક બેશી સોલીસીટર ને બીજો બૅરીસ્ટર; અમે કંઇ થોરાજ તમને ફી ચાર્જ કરવાના છઇએ?

**દીનશાહ**—હું કહેતો'તો ખુરશેદજી ડીયર, કે ગેઇ કાલે અદી પાસે અમે ગીયા'તા. Of course એના દુખથી કંઇ અમે દર્દમંદ થવા તો નહીંજ ગીયા પણ દેખાવને ખાતર હમદર્દી કરવા ગીયા.

**અસ્પંદ**—ને જરૂર પડતે તો તાંહને તાંહજ હમબંદગીબી કરતે! શું કેહું, ખુરશેદજી બા, દેખતાઓ જે દેખી લેતા નથી તે આંધળાઓ તુરત પીછાની લેછ. દેખતી આંખે અદી તમને suspect નહીં કરતો'તો પણ આંધળી આંખે એ તેમ કરેછ, "કારણ?" કારણ: "કાનભરૂઓ"! દેવાળના કાન! ભલા આદમી તમે આજે બકારો કરતા'તા તેમ તમે કલ્બમાં એક

દહારો ઉંધમાંબી કીધો. તે વાએ સાંભળ્યો, ને તે વા અદીના કાનમાં વાયો, ને અદીને વાહયો !! ખુરશેદજી ડીયર, સત યકીનથી માનજો કે એ અદી હવે તમારો મિત્ર નહીં પણ મુદઇ છે.

**ખુરશેદજી**—પણ મારા સમ, એ મુજબ એ તમારી આગલ બોલ્યો કે ?

**દીનશાહ**—બોલ્યો ! અરે બોલ્યો તો બોલ્યો, પણ એટલું બોલ્યો, કે એનું બધું બોલેલું હું હમણા બોલવા બેસું, તો તમે સદાના બોલતાજ બંધ થઇ જાઓ.

**ખુરશેદજી**—એટલે : મારી છાતી બેસી જાય ને હું ગોરીગામ જાઉં ને તમને છક્કાં પડે,-એમજ કેની ? (ખીજવઇને) કોઇ કોઇ વખતે તો એવું મન થાયછ કે આખા ગામના વકીલ બૅરીસ્ટરોને, મારૂં ચાલતું હોય તો, ગરદન મારૂં.

**અરપંદ**—એ રાસ્કલ બોલ્યો કે કાકાજીનાં કોહરાં વેગણાં ને કારસ્તાન બધાં એને કાને આવ્યાંછ. કહેછે એ પોતે મુદ્દાઓ સાથે બધું સાબીત કરવા તૈયાર છે. માઇ ગુડનૅસ! એ સ્ટુપીડ એટલો તો શોખ છે કે તેમ કરવામાં અમારી, હા ! અમારી મદદ ચાહી.

**ખુરશેદજી**—નહીં, નહીં, મારા સમ ! ને પછી ?

**દીનશાહ**—ને પછી શું ? અમે વરી કંઇ કાચ્ચા ? અમે એની માગણી wholesale તીરસ્કાર સાથે તુચ્છકારી કહારી. જુઓ ! ખુરશેદજી બા, એ કમબખ્તને પગ ટળે દાબેલો રાખવો સજાવાર છે. અમે લાઇબ્લનો લૉ બધો ઉદલાવી જોયોછ, એને ખુલ્લે ખુલ્લું તમારૂં લાઇબ્લ અમારી, એટલે સાક્ષીઓની હાજરીમાં કીધું છ ; અમે તે ઘટતે ઠેકાણે પુરવાર કરશું. અમને તમારા પૈસા હરામ છે ; માત્ર ખીસાં ખર્ચ આપજો ; બોટી આત્ર criminal કે civil proceedings લેવાં તેની, ને તમારી બહાલીની છે. અચકાવો ના, અચકાવો ના—એ બહાલી અમને આપો.

**ખુરશેદજી**—બદનક્ષીની ફરીયાદી માંડું ? એને મારી બદનક્ષી કીધી? ઘરડે ઘડપણ કોર્ટમાં જાઉં? કોરટ ને સોરટ ! હું જીતવાને બદલે એ જીત્યો તો ? એની નાલેશી ઉઘાડી થવાને બદલે મારી બધી કલેજાંફરોસી ફરાગાત

થઇ જાય તો ? દુન્યા થુ થુ કરે તે તો જુદી: "હૈયાં ફુટાએ આંધળા ભત્રીજાને કોર્ટમાં ઘસડયો" ઇત્યાદી, તમારા સમ, બાપુ જાઓ, મારા બાત્રા કરૂં. મને જરા એ બાબતપર વિચાર કરવા દેઓ. નહીં તો કાલનો દુકાળ આજે પરશે.

**અસ્પંદ**—(દીનશાહને બાજુએ) આય તો બાજી હાથથી જાયછ! દીનશાહ કંઇ ઉપાય?

**દીનશાહ**—ખુરશેદજી બા, હું ધારૂંછ કે તમે મગજથી બેમગજ થયાછ, તમે પોતેજ તમારા દુસ્મન છેઓ, તમે અમારી સલાહ નહીં માનશો......

**ખુરશેદજી**—તો–તમે અદીની તરફદારી કરશો? તમારા સમ? એવા બી ઘણા દાખલા બન્યાછ હો કે! એવા વેચના કન્યા ઘણા વાધમારૂ વકીલો લેછ.

**અસ્પંદ** }
**દીનશાહ** } પણ અમે નહીં. વકીલાતીનો અમારો સ્ટૅનડર્ડ સત્તાણુંનાં સોના જેવો છે.

**અસ્પંદ**—ખુરશેદજી બા, જે વાત તમે આજે કબુલ નથી કરતા, તે શાંત મગજે વિચાર કરતાં આવતી કાલે કરશો. હવે સેવકોને રજા આપો. એક બે દિવસમાં પાછા મલશું; તેટલાં તો કંઇક જણા તમારી પાસે એ અદી તમારે વાસ્તે શું શું, ને કેવું કેવું, બોલેછ તેની વાતો લાવશે.

[બન્ને જાય છે.]



# પ્રવેશ ૫ મો.

———:○:———

## અદીબાનું મકાન.

[ અદીબા ઈઝીચેરમાં અર્ધા ઉંઘતા, અર્ધા જાગૃત પડેલા છે. પેરીન ને રામલો હળવેથી વાત કરતાં દાખલ થાય છે.]

**પેરીન**—રામલા, તું જાણે ! અહીંથી ખીસ્તો ના. શેઠ જાગતા થાય કે મને તરત તેરવા આવજે ને તે દહારાની કાની એઓ કઇ ઉંઘમાં બડબડે તો ગોખ્યારૂં કરી મુકતો ના. આય તુવાલના છેરા ગુંથી રાખજે, નહીં તો વરી કોપરાં જોખતો ના.

**રામલો**—બાઇ, એ હું બોલો ? છેરા ગુંથું તો પછી છેઠ પર નજર કેમ કરી રાખા ? ને છેઠપર નજર રાખા તો છેરા કેમ ગુંથા ? ને એઓ કંઈ બોલે તે કેમ કરી છાંભરા ? ને છાંભરા તો તમુને કહેવા કેમ કરી આવા ? મારા કંઇ ચાર હાથ નીંહ, નેં મહોરૂં તો એકજ ; એક કામ છોંપો તો તે છરખું થાય. બાકી ઇમ ચાવલની છાથે ખીચરી રાંધ, ને દારની છાથે કારી રાંધ તે કંઈ આપરાથી થાય નહીં.

**પેરીન**—રામલા, તુંને એ છેરા ગુંથવાજ પરશે. તું તો હંમેશાં એમ મતલબઘેલો થાયછ !

**રામલો**—લો તાહરે તમારો તુવાલ, મારે એવી ચાકરી નીંહ જોઇએ !

**પેરીન**—કેમ બેહરામને તેરૂં કે ? મુવા લાકરાંના દેવને ખાસરાંનીજ પુજા ! એ આવીને એક છાપટ લગાવશે તાહરે તાહરૂં ઠેકાણું આવશે.

**રામલો**—(વાત ઉડાવી) રાખો રે, બાઇ : મેં ક્યે દહારે ના પારેલી ? એકને બદલે બે તુવાલ આપોની.

[ પેરીન જાય છે. રામલો એક બાજુએ બેસે છે. એક બે છેડા ગુંથે છે. પછી શેઠના મ્હોંપર ટીકયા કરે છે ને પાછો ગુંથતાં ગુંથતાં ઝુંકે છે. અદીબા જાગૃત થાય છે.]

**અદીબા**—આહા !—હું ખાબમાં છેઉં કે બીદાર ? આય શુબો છે કે શામ ? કહેતી છે કે: "અંધાપો તે સદાનો રંડાપો છે !" (થોભીને) તેમ હોય તો, મધ્યમ ઉમરે, હું બે વખત રંડાયો : પહેલાં મારી વ્હાલી સુનાને ખોહીને, ને પછી ચશમોનું નુર ખોહીને. તાહરે હવે, આય એ રંડાપામાંથી વધુ સખ્ત કીયો ? મારી વ્હાલી સુના જો હાલ મારી બાજુએ ખડી હોતે તો અંધાપાનું દુખ હું બીલકુલ ભુલી જતે ; તાહરે, મારી સુનાની ખોટ તેજ વધુ સખ્ત રંડાપો છે. (થોભીને) આજ ત્રણ મહીનાપર હું અપંગ થયો, પણ હજુ તેમ માનવાને હું અચકાવુંછ. ખ્વાબમાં મારી આસપાસ બનતા બનાવોને, અને મારી વ્હાલી સુનાને, દેખતાં આદમી મીસાલ હું દેખુંછ. મારા જેવા નાબીના વાસ્તે આવા ખ્વાબ, (હાથ ઉઠાવી)–ઓ કીરતાર ! શું તારી એક કરમ બક્ષેશ નથી ? (થોબે છે ; એક મીનીટ મ્યુઝીક વાગે છે, ગાય છે.)

## ગાયન.

[ રાહ—હાય ગમ, થા તું કમ ]

**અદીબા**—

આહ મારી ! ચશમ પ્યારી, થઇ ગુમ તું ન્યારી !
જીવતો હું દફન થયો : તારીકીએ તારાજ કીધો !
હાય મુરાદ, થઇ બરબાદ : રોશનીની નહીં કંઇ આસ !
વિના આંખે વિખુટો, દુન્યા મુજની નહીં દેખતો !

( એકદમ ઉભો થઇ જોસમાં )—

હાય અદી ! તું હીંમત ધર : હીંમતે તું મર્દા ઠર ;
લડાઇ તારી તું જોમથી લડ. અંધ છતાં તું દેખતો ઠર.

[ રામલો જરા જાગૃત થઈ ગભરાતથી અદીબાનું મ્હો ટીકે છે અને તુવાલ ગુંથવા મંડી જાય છે.]

**અદીબા**—લોક કહેછ કે : આગલાં પાછલાં કરતુકો મને નડતાં હોશે. ઘણાકોના બાબમાં તેમ બનતું હોશે, પણ મારા બાબમાં તો ખચ્ચીત તેમ નથીજ. ઓ ખોદાવંદ ! મારા જેવા નાબીના પાસેથી તું શું મહેનત

મજુરી કરાવશે ? તેમ હોય તો તારા તરફની મારી ફર્જો હું હવે કેમ અદા કરશ ? (થોભીને) એક ગેબી અવાજ મારા કાનમાં કહેછ કે: "હે જાહેરમાં અંધ પણ બાતેનમાં દેખતા બંદા! મારી પાસબાની હેઠળ તારી ફર્જો, તું ચાહે તો, પહેલાં કરતાં વધુ ઓસ્તવારી ને યકીનદારીથી અદા કરી શકે; જે નાબીના મારી નીમી આપેલી દુન્યવી ઝુસરીનો બોજ શાંતીથી સહન કરશે, ને પોતાની રોટી હલાલ મેહનતથી મેલવશે, તે નાબીનાની ફરમાબરદારી કરવાને, દેખતી ચશમવાલાઓ જલ ને જમીન પર–મારી ગેબી બસારતથી સદા ઓસ્તવાર, તાબેદાર રહેશે. જે ઝરદાર અપંગોને દુન્યવી જંજાલ ઉઠાવવી પડતી નથી તેઓ મહેલમાં બેસીને પણ ખુદાપસંદ કામ બજાવી શકશે." (વિચારો ખંખેરી નાંખતાં) અરે! પણ એકવાર ફરી હું નાસીપાસ થાઉંછ! શીહા! શીહા! શીહા! (અપીલ કરતાં) ઓ રોશન આફતાબ! તારા તેજસ્વી ઝલકાતમાં પણ મારે વાસ્તે, હરરોજ ને હરપલ, અંધારૂંજ છે! રોશનીની આસા, હવે, મારે વાસ્તે સદાની ગુમ થઇછ! અરે, ઓ, આય શીહા! ધર્તીને સરતાજ કરનાર આપખુદ આફતાબ! તુંને પેદા કરતી વખતના તે મહાન બાપના શુકનો આદમજાતથી કદી પણ ભૂલાય એમ નથી: "રોશની! તું પેદા થા!"—કીરતારે ફરમાવ્યું: ને તેજ પળે આય પાપી ધર્તીપર પવિત્ર રોશની, રોશની, ને રોશનીજ ફેલાઇ રહી. (થોભીને) અય રોશની! તેં કુલે આદમજાતના દીલમાં બેઠક કીધીછ: જીંદગીનો આધાર તારા ઉપરજ છે: રાસ્ત કહું તો, રોશની ને જીંદગી એકજ છે. એમ જ્યારે છે, ત્યારે, ઓ પરવર!—ઇન્સાનનાં બદનનાં હરેક ઉરાકને દેખતું કરવાને બદલે, ચશમ જેવા એક નાના ગોલાકારમાં, આય બેમુલ ઝવેરને તેં કાં છુપાવી રાખ્યું? (થોભીને) યા ખુદા! મારી હાલની હાલતમાં મારૂં બદન તેજ મારી કબર છે: પણ જ્યારે એક કબરવાસીને તું આય દુન્યાઇ દૌરના સપાટામાંથી સદાનો છુટો કરેછ, તાહરે હું તો તેના સપાટામાં ઔર જ્યાદા (નીસાસાથી)ને જ્યાદા ખેંચાતો જાઉંછ.

[નીસોસ થઇ ખુરશીમાં અહેલાઇ પડેછે.]

**રામલો**—(બાજુમાં) બાપ મારા, હવે તો પેરીનબાઇને મારે ખબર કરવીજ જોઇએ.

[જાય છે. પેરીન દાખલ થાય છે.]

**પેરીન**—પપા, પપા, શું છે?

**અદીબા**—કંઇ નહીં દીકરી, એ તો જરા મારી લાગણીને રસ્તો આપતો'તો.

**પેરીન**—બાબા, તમે જો એમ કર્યાં કરશો તો આય સ્કુલ મીસ્ત્રેસનું કામ બી મને છોરી દેવું પરશે. (સ્વગત) આહા—કેવો એતેફાક! જે સ્કુલમાં માત્ર એક અથવાડયા પર હું શીષ્ય ત્યાં હાલ શીક્ષક! (સામે નજર પડતાં) લેઓ સામેથી ખરશેદજી કાકા આવેછ: આવો કાકાજી, આવો; કંઇ ઘણે દહારે ગરીબોને ઘેર તકલીફ લીધી?

**ખુરશેદજી**—કેમ દીકરા અદી-મારા સમ: તબ્યત તો ઠીક છેની? તારો પેલો હંમેશનો સાથી—ચોપરી—કાંહ છે?

**પેરીન**—કાકાજી, કાકાજી, એ શું બકોછ?

**ખુરશેદજી**—અરે હા; દીકરી, તારા સમ: હું ભલ્યો: એ બીચારાએ તો કહેજે હવે ચોપરીને છેલ્લી સલામ કીધીછ. દીકરા અદી, તારા સમ, તારી આય આફતનો ભેદ હું હજુ સમજી શકતો નથી. એ બલુચીપર તેં પહેલાં હલ્લો કીધો કે તેણે **તારી** પર કીધો? જોઉં, ખરૂં કહેની, મારા સમ! એની કંઈ તેં ઠેકરી તો નહીં કીધી'તી? લોક તો કહેછ કે તેં ઠેકરી કીધી તેથી તે છેરાયો?

[ અદીબા કંઈ બોલવા જાય છે તેમને અટકાવી પેરીનઃ-]

**પેરીન**—કાકાજી,—લોક કોણ થાયછ? લોકને તો તમે ટોપલા ટળે ઢાંકીજ રાખો. હમણા હમણા તો કુવાનેબી ઢાંકણું થાયછ ને તેનાં મ્હોંડાને તાળું પરેછ, પણ લોકની ઝેરી ઝબાનને તો કોઈ દહારો તાળું પરનાર નથી! લોક તો મુવાં એમબી છડેચોક બોલેછ—જો વરી ગુસ્સો ના કરતા—કે...કે...તમે...તમે...મારા બપાવાજીના પૈસા હ...હ...હાઉ કરી ગીયા, ને મારા બીચારા પપાનો હલાલ હક લ...લ...લુટયો.

**ખુરશેદજી**—(સ્વગત) હા, નાહરેં વાત મલી ખરી! અસ્પંદ ને દીનશાહ કહેતા'તા તેમજ છે.

**અદીબા**—અસ્પંદ ને દીનશાહ શું કહેતા'તા ?

**ખુરશેદજી**—એ લોક કહેતા'તા અદી, કે પેરીન કહેછ તેમ, લોક બદગોઈ કરેછ. પણ હું એમ પૂછું કે ત...ત...તમે લોક એ વાત માનોછ કે ? તારા સમ, દીકરા, તું પોતે તો એ વાત ફેલાવતો નથી ?

**અદીબા**—કાકાજી, પેરીન તો નાદાન છે, જો હું એવી વાતને વજુદ આપતો હોતે તો તમે મેલવી આપેલી નોકરી હું કદીપણ કબુલ રાખતે કે ? નહીં—હજાર બાર નહીં, એવી તો સો નોકરીને બી ઠોકરે મારતે.

**ખુરશેદજી**—પણ દીકરા અદી, એવું કરમ મેં કીધું હોય ને તારી પાસે પુરાવા હોય તો તું......તું મને કચડી નાંખે ખરો કે ?

**અદીબા**—બેશક નહીં, કાકાજી, કારણ, જે બપાવાએ મારા બાપને તેજ બપાવાએ તમને બી જન્મ આપેલ છ.

**ખુરશેદજી**—પણ તાહરે અદી, તારા સમ, લોક કહેછ તેમ એવું જો મેં કીધું હોય તો તું મને માફી બક્ષ ખરો કે ? (સ્વગત) આય બધી ઉલટપાલટ તપાસ કોઈ દહારો ઘણી કામની છે.

**અદીબા**—બેશક—ખરાં દીલથી ; જો તે માફી ખરાં દીલથી ચાહવામાં આવી હોય તો.

**પેરીન**—કાકાજી અમે જો તમને બેગુનાહ માનતાં નહીં હોતે તો મબાદા એમજ વિચારતે કે તમારૂં હૈયું તમને ડ...ડ...ડંખેછ. અરે પણ, stop—સામેથી પેલાં આવેછ.

[ અસ્પંદ ને કુમી કોલસામડમ દાખલ થઇ અદીબાને પેરીનની કાંઇપણ નોટીસ લીધા વગર કાકાજીને જોઈ એક અવાજે.]

**અસ્પંદ** }
**કુમી** } —હલ્લો—કાકાજી, કેવું લકી ! ને સાથે સાથે વરી કેવું નહીં ધારેલું !

**અસ્પંદ**—છેલ્લા આપરે યુન્યન કલબમાં મલ્યા તાહરના તમારાં રોશન દીદારના દર્શન કરવાની અમો ગરીબ પરવરોને આજેજ તક મલી !

ધનાકાકી કેમ છે? ડોસુબા વેલાતમાં શું કરે છે? એની ને સીસીલ્યાની રાસ આવેછ કે? કહેજે સીસીલ્યા હવે સહેજ વખતમાં એક બુચાની નવાજેશ કરનાર છે?

**કુમી**—તમને શું ગમેછ? બાબો કે બેબી?

**અસ્પંદ**—(એકાએક યાદ આવી હોય તેવી અદાથી) અરે પણ હા જો, how do you do અદી? તું અમને જોઇ શકેછની?

**ખુરશેદજી**—તારા સમ, કાંઈ ચીજ નહી! (અસ્પંદનો હાથ દાબી લગાર ધીમેથી) જોતો હોય તાહરે જોઇએજ શું?

**અસ્પંદ**—(તુચ્છકારથી) એટલુંબી નહીં જોઇ શકતો?

**કુમી**—(તુચ્છકારભરી અજાયબીથી) ઓવાય!—પણ તેનું કંઇ કારણ?

**અદીબા**—(કચવાઇને) કારણ? કારણ એજ કે હું પુરેપુરો અપંગ થયોછ.

**પેરીન**—(ગળગળતે સાદે) માસીજી, માસીજી, કંઈ મુદતે તમે આયાં તો આયાં પણ હું તો ધારતીંતી કે તમે લોક બીચારા મારા પપાને કેવોક દીલાસો દેશો, પણ તેને બદલે તેઓનું દીલ દુખવોછ—એ તે કઇ જાતનું સગઇનું નાતું?

**કુમી**—(બેપરવાઇથી) ઓ વાય—પેરીન,—તારૂં તો હંમેશનું એવું ટીચકું રહી ગીયું! તું કેઈ એવી મોટે ઘેરની પરી કે એમ ટીચકાં ચહરાવેછ? પુછપરછ કરીએ નહીં તો અમોને શું માલમ પરે, કે, શું થયુંછ ને શું નહી?

**અસ્પંદ**—(ખુરશેદજીને) પણ હું એમ પૂછું, કાકાજી, કે એની આંખ useless થઈ ગેઇ તો, એમબી ને એમબી હવે એ તેને કહરાવીજ કાંય નહીં નાખતો? (અદીબાને) માફ કરજે, અદી, આય તારા ગૅાગલ્સને લીધે હું જોઇ શકતો નથી.

**કુમી**—અખારા કરો, અસ્પંદ, નહીં તો વરી પેરીનબાઇની દાર દાઝી જશે!

**અસ્પંદ**—(લાગણી રહીત) અરે પણ એમાં શું છે: મેં સાંભળ્યું છ કે એવી રદ્દી આંખો માથાંને ને ભેજાંને ઘણું નુકસાન કરેછ, સમજ પરીની? ને તે કહરાવી નાખવામાં વધુ ફાયદો છે. (ખુરશેદજી તરફ ફરી) કાકાજી, તમને યાદ છે કે,—પેલા આપરા ફ્રેન્ડ નસલુ નાલીએરવાલાની બેઉ આંખો કહારી નાંખી તે રાસ્કલ એવી સરસ લખોટા જેવી કાચની આંખો પહેરીને ફરે હરે, કે આપરે બે ઘરી જોયાજ કરીએ! તમે જો જાણતા નહીં હો તો—by Jove—તમે કદીબી પારખો નહીં કે એ આંધરો છે. (બાજુમાં ખુરશેદજીને) કેમ કંઇ ગર કહારી લીધો કે?

**ખુરશેદજી**—(બાજુમાં તેને હા..............નહીં.......... એકલા મલશું તાહરે વાત કરશું.

**કુમી**—અદીબા, તમે જાણોછ કે—મારો અસ્પંદ આવતે મહીને વેલાત જાયછ. (નફકરાઇથી) તમારી જો મરજી હોય તો તમારે વાસ્તે એ તાંહથી બે સોજ્જા કાચના ડોરા લેતો આવે, જે નક્કી ખર્ચ થશે તેજ એ લેશે.

**અદીબા**—થેંક યુ, કુંવરબાઇ, મને હમણા તેની કંઈ જરૂર નથી.

**અસ્પંદ**—કંઇ નહીં, કંઇ નહીં અદી—તારી પાસે બે પૈસાની સગવડ થાય તાહરે મને બે બોલ લખજે, ને તારી આંખના ગોખલાઓનું માપ મોકલજે, હું મજેહના કાચના આઇ-બૉલ્સ લેતો આવશ. (સામે નજર પડતાં) હલ્લો! here's ધના કાકી—the grand old lady! luck on luck!! (દેખીતી ખુશાલીથી) આવો—માસીકાકી, આવો—તમ દીઠે આનંદ અપાર.

**કુમી**—(દેખીતી ખુશાલીથી) કેમ છેઓ? ખુશ તો ખરાં? (તેણીને ચાંપીને બેટે છે.)

**અદીબા**—આવો ધનાકાકી.

**પેરીન**—આવોજી.

**કુમી**—(તૌરમાં) ઓવાય! પેરીન—તુંબી શું એ હમબગ કરેછ માય-તોલનાં મુરંબ્બીને "આવોજી"માંજ પટાવેછ કે? જરા ગળે તો વળગ.

**પેરીન**—(ઇનકારથી) પણ તમેજ મારી વટીનુંબી ગળે વળગ્યાં કેની? માયતોલનાં કાકીજી થયાં તેથીજ બીચારા પહાડ જેવા માટીડાની આંખ ગેઈ ને દુશ્મન જીંદગીથી રદ થયા, તેને બ્હીને છેરે જોવા આવ્યાં!

**ધનાકાકી**—(તુચ્છકારથી) ઓ લેરે—રોગ જાણે! મુઇ હું આવતી ને જતી! કહેજે આગમાંથી નીકરીને વનમાં ગીયાં તાંહબી મુઇ આગની આગ! બેસતાં વરસને દહારેજ મારો જીવ કુહરવવા તું કાંહ ભરઇ બેઠી'તી? જોની દુકતી—મારો જીવ ઘણો સુગાનરો છે (માથાપર હાથ ફેરવી) ઓવારી નાંખ્યું મારી પરથી! એમ તારી આઇબાઇના ડારા બારવાની હોય તો લે, આય હું ચાલી.

**ખુરશેદજી**—(તેણીને પકડીને બેસાડી દેતાં) મારા સમ, ધનઈ, બેસી જા.

**પેરીન**—(રડતાં) કાકીજી, કાકીજી, મરતી વખતે તમે તેઓની જગા રાખશો કરી બીચારાં માયજીએ મારૂં પાંખરૂં તમારાં હાથમાં આપ્યુ"તું કે તમે મારાં માય થઇ રહેશો, પણ તેમાંનું કંઇ મલે નહીં. બરીયું મારૂં જીવતર!

**અદીબા**—પેરીન દીકરી, તું ગમ ના કર. (સ્વગત) અફ્સોસ, શું બધાં ગરીબો એમ હીણાતાં હોશે?

**ધનાકાકી**—પણ દુકતી, તું કહેવા શું માંગેછ? કબુલાત આપી તે શું ગુનેહગારી કીધી કે? મને ખાનારાં કડનારાં કાંહ ગીયાં? જો વરી—બોલતાં નહીં તાંહ સુધી છેક ફાસ જાયછ તે! (નાકે સપાટ ઘસડી) ઓ માય!—માય!!—માય!! તોબાહ ખોદાયની! કંઇ આય દુકતીને મ્હોંને તવેરૂં છે—કંઇ તવેરૂં છે! મારાબી કાંહ ભોગ લાગા કે સારે સપરમે, મારી સાલગેરીને દહારેજ અહીં આવી. હું મકુજે ખુરશેદજી આજેબી કલબમેં જઇને દોસ્તદારો સાથે છાકટા થશે તે ઘેર સાથે લેતી જાઉં તેથી ખાસ આવવું પરયું.

**અસ્પંદ** } By God! અમે તો ભુલીજ ગીયાં! માસીજી, બેસતું
**કુમી** } સાલ મુબારક—હઝાર સાલ ઝેંદગાની, ઉમરદરાઝી. કાકાજી તમેબી કંઈ અમને જણાવ્યુંજ નહીં? હવે તો આજે અમે ત્રણે જણાં તમારે માથે પરશું (ખુશાલીમાં તાલી મારી ગાય છે. કુમી "કોરસ" ઉંચકી આપે છે.)

## ગાયન.

**ખુરશેદજી**—(ખસીયાણા પડી) મારા સમ. પેરીન, તું બી આવશે કેની? તુંને લેવાતો હું બા ખસુસ આવ્યોછ. જો તાહરની મને કહેતાં ઓસક લાગી; તુંને મારી ધનઇના સમ છે: જરૂર આવજે.

**ધનાકાકી**—(સુગાઇ ઉઠી) ઓવારી નાંખ્યુંરે મારી પરથી! બરીયા બધા સમ. આય પારસીના મ્હોનામાંજ કાંહથી ભરઇ ગીયા! સપરમે દહારે સમ તે કેવા ખાવાના?

**પેરીન**—થૅંક યુ કાકાજી; નહીં બનશે.

**ધનાકાકી**—અદી, આય પેરીનતું તું હવે શું કરવા માંગેછ? વછેરા જેવી વધી ગેઇને હજુ કાંહ સુધી સારૂં માઠૂં જોયા કરશે? તારી આંખ છે તેટલાં કોઇનું પાંખરૂં પકરાવી દેની?

**અદીબા**— કાકીજી તમે ભુલોછ; મારી આંખ તો કેંદહારની ગુમ થઇગેઇ. પેરીનને હમણા પરણાવી દેવું તો મને કોણ જોય? ને મારી પાસે હમણા છે બી શું કે હું એને પરણાવું?

**ધનાકાકી**—પણ તાહરે કોઇની ભરભલામણની ચીઠ્ઠી લઇને કેંડેથી થોરા ઘણા કહરાવ.

**અસ્પંદ**—છટ નૉનસન્સ! એ બધી તીખ્ખલ્લ શું કરવા જોઇએ? (પેરીનને) એમબી ને એમબી તું સ્કુલ મીસ્ટ્રેસ, કમ્પૅનીયન, નહી તો નર્સ થા. જે પાંચ પંદર કુટી કહારયા તેમાંથી તારૂં ટટ્ટુ ચાલશે; હવે અદીને ધરી રહીને તું શું કરવાની છે? એને કંઇ નહીં મલશે, તો, આંધરાં લુલાંની ધર્મશાળા તો છેની? તાંહબી માણસોજ જાયછ કે હેવાન? તમો લોક કંઇ

અમારી આસપર બેસશો તો સુજમાં રોજ બોલશો ! (ઢોંગી અદાથી) અમારી પાસ, બા, બરીયુંછ શું કે તમો લોકને પુછ્યે ? (ખુરશેદજીને) કેમ બોલ્યા નહીં, કાકાજી ?

**ખુરશેદજી**—મારા સમ, મેં એ બાબતપર બીલકુલ વિચાર કીધો નથી.

**અદીબા**—કાકાજી, મી० અસ્પંદીયાર,—તમારી નાદર સલાહ વાસ્તે તમારો ઉપકાર માનુછ. તમો જો એમ ધારતા હો કે આવી હાલતમાં હું તમારી પાસે હાથ બોરવા આવશ યા મારાં સગાંવ્હાલાંને માથે પરશ તો તેમ ધારવામાં તમો મોટું ગોતું ખાઓછ ! જ્હાં સુધી મારા હાથ પગ સલામત છે, ને મારે માથે તે પરવરની પનાહ છે ત્યાં સુધી કોઇનેબી બારણે હું ભીખ માગવા જવશ નહીં. ભલેને તેમ કરતાં મને ગરીબીના ગારમાં ડુબી જવું પરે. (સ્વાગત) યા ખુદા ! આય દયાહીણોના દેમાગમાં જરાબી મેહર મુક કે મારા જેવા નાબીનાનું દીલ દુખવતાં અટકે.

**ખુરશેદજી**—પણ તાહરે અદી, તુને એબી વાત નહીં ગમતી તો એમ બી ને એમબી પેલા તાહરા બેહરામને કેંક ગોદવી દેની ? બેટીબાપ એની કોલેજનો બોબા કાંહર્થ ભરયા કરશે ?

**પેરીન**—એના પગારના આપતાને "જી". શું કરવા કોલેજ છોરાવી દે ? તમારી પાસે તો કોઇ નથી માગતું ? એજ ડાકટર થશે ને......

**ખુરશેદજી**—(ખુંખારી) અહેંહેં—ને ધનાની ને મારી સારવાર કરશે : એમજ કેની, પેરીન, મારા સમ ?

**ધનાકાકી**—(માથાપરથી હાથ ફેરવી) ભુસી નાંખી રે, સાત વખત, મારી પરથી સારવારને ! તમારાં સલુક સાંતો હવે ખરશેદજી !

**ખુરશેદજી**—ધનઇ, તું ને કંઇ ખબર કે—આય અદીબા તો કંઇ છેક પુઠનો છેરો માથેજ મુકવા બેઠાછ ! એનાન તો હવે અહીંથી પરાવ ઉઠાવીને તારદેવ પેલી ગરીબ જરથોસ્તીઓની ચાલીમાં ધામો નાંખવાના છે !

**ધનાકાકી**—(તંકોબરીથી) ઓ, વહીરે, માય !! ગરીઓની ચાલી ! અદી—અદી—તું આંધરો તો થયો પણ સાથે સાથે દેવાનોબી થયોછ કે શું ?

એ ચાલીમાં રહેવાનું કંઈ આપુને સોભે? કંઇ સરસગાંની આબરૂનેબી વીચાર કીધો?

**અદીબા**—(સ્વગત) અફસોસ! કહેજે "કુતરૂં કરડે ને ખાસડાંનો માર" તેવો હાલ હમણા મારો છે! (ધનાકાકીને) કાકીજી,કોઇનું ગળું ફાંસ્યે તેમાં એબ! કોઈનું બુરૂં કરવામાં એબ! ઉંધાં ચટાં કરી, લાચાર બેચારોને રડાવી, દીવાળું ફુંકયે તેમાં એબ! બાકી, આબરૂદાર પ્રમાણીક ગરીબોની ચાલીમાં જઇ રહેવામાં હું તો કંઇ એબ જોતો નથી.

**પેરીન**—એઓને ગમે તો તાંહ નહીં પગ મુકે.

**ધનાકાકી**—(તેંહકરઇથી) ઓ લેરે, તું કહેસે તાહરેજ કે? અહીંયા કીયું ખાસરૂં આવવા બેસી રહયું! એ મુઇ નસાબંદી ચેહલીની ઓસરી પર હું તો મરી જાઉં તો નહીં ચહરવાની. (ખુરશેદજી તરફ જોઇ) આય એનાન તો લેહપટા છે, તે જોઇએ તો જાય.

**કુમી**—(અસ્પંદને) લે ચાલો અસ્પંદ, હવે ઉંઠો. અહીં તો વાત છેકજ બેહકી, ગરીબ ગુરબાંની ચેહલી વેહર નજર પહોંચી.

**અસ્પંદ**—હા, ચાલો, ચાલો, (અદીબાને તુમાખથી) અરે, પણ, અદી, what the hell did you mean (ગજવામાંથી કાર્ડ કાઢી અદીબાપર ફેંકતાં) આય તારા કાર્ડ પર A. F. Gandhi છપાવવાનો તુંને શું હક ઉતો? Adi નહીં તો Adiba Framji Gandhi છપાવીએ કેની? તું શું એટલુંબી ભુલી ગીયો કે મારૂં નામ અસ્પંદ ફરદુનજી ગાંધી છે તે હું હંમેશાં પોતાને A. F. Gandhi કરીને ઓળખાઉંછ? તારી એ હેમકઇથી તુંને ઇસ્પીતાલમાં ધસરી જતી વખતે, તારા ગજવામાંનો કાર્ડ લઇને, કન્સ્ટેબલ મારે ઘેર દોરી પુગો, ને મારી poor કુમીને ગભરાવી મારી! (વધુ ક્રોધથી) Confound it! the sooner you change your cards, the better for us both.

**પેરીન**—(ઝનુનથી) મી૦ અસ્પંદીયાર, આટલો વખત તો હું લોહીનો ગોટ ગરીને મુગી રહી, પણ હવે હું તમને પુછુંછ કે મારા અસીલ દુખી બાપાને આવી રીતે પજવવાનો તમને શું હક છે? કહેજે સગાંવ્હાલાંઓ

કરતાં પારકાંઓ તરફથીજ આય કલજુગમાં વધારે માયા મેહરબાની ભોગવાયછ-તે ખરૂંજ છે.

**અદીબા**—ખરૂં છે, દીકરી પેરીન; તું કહેછ તે અફસોસ—બોલેબોલ ખરૂં છે. "અમીરી ચાર દીન—ઔર, ફકીરી સદા ગીન."

**પેરીન**—કાકાજી, કાકીજી,-તમો પૈસાવાલાંઓ ગરીબઇને ધીક્કારોછ, ગરીબની ચાલીના નામથી સુંગાઓછ, એમ છતાં તમારી માલેકીનાં મકાનોમાં તમારાં ગરીબ સગાંઓને તમો આશરો આપતાં પાછી પાણી કરોછ. મોટાંઓની એવી સગઇના સબબે બીચારાં ખરા શરમાલ હાજતમંદ ગરીઓનો મરો થાયછ. "તમારાં મોટાં સગાં છે" કરી મદદગારો મદદનો દસ્ત લંબાવતાં અટકેછ. આય તે કેવા ઇન્સાફ! કાકાજી, કાકીજી, તમો અમારાં સગાં થયાં તો ભલે: તમારા પૈસાને લીધે તમે ઉંચે ઉપારેના ગણાવા માંગતાં હો તો ભલે: તમને અમારા ગરીબ ઘેરમાં આવવાની લાજ લાગતી હોય તો બેલાશક સીધારો-(આંગલી ટાંકી) આય સામો દરવાજો. (અસ્પંદ ને કુમી તરફ ફરી) મી૦ અસ્પંદીયાર, કુંવરબઇ—તમોને નહીં પરવડતું હોય તો બેલાશક જાઓ-(આંગલી ટાંકી) આય સીધો રસ્તો. પણ ઘેર બેઠાં હું ને મારા વ્હાલા પપા તમારૂં અપમાન વધુવાર તામોશ કરશું નહીં. ગરીબઇ છતાં અમારો ટેક કેમ જાળવવો તે કેટલાંક પૈસાવાલાંઓ કરતાં અમને વધુ ખબર છે. (વધુ ઝનુનથી) યાદ રાખજો—કે ખોદાતાલાની લાકડીને અવાજ નથી—ઓ!—ઓ!—મને કોઇ પકરો!—મારી છાતીમાં કંઇ થાયછ!—મારો જીવ ગુંગળાયછ.

[બેહોશ થઇ જાય છે. અદીબા તેણીને પકડવા જતાં ભોંય પર પછડાઈ પડે છે. ડા૦ લાલકાકા તથા બેહરામ દોડી આવે છે. બેહરામ તુરત અદીબાને ટેકો આપી ઉઠાડે છે. ડા૦ લાલકાકા પેરીનની સ્હાયે ધાય છે. ધનાકાકી જવા કરે છે; ખુરશેદજી તેમને અટકાવે છે. અસ્પંદ અને કુમી ગભરાતથી ટીકયા કરે છે. ગંભીર મ્યુઝીક.

**ટાબ્લો!**

**ડ્રાપ.**

———:o:———

## અંક ૧ લો તમામ.

# અંક ૨ જો.

——:૦:——

## પ્રવેશ.

——:૦:——

### જાહેર બગીચાનો એક ભાગ.

[લોકો આમતેમ ફરતાં દીસે છે. મ્યુઝીક વાગે છે. અદીબા પેરીન સાથે ફરતા ફરતા દાખલ થાય છે અને બન્ને એક બાજુએ ઉભાં રહે છે.]

**પેરીન**—લેઓ પપા, હવે ખુશી થયા? આય આપરે ગાર્ડનમાં આવી પુગાં.

**અદીબા**—હા દીકરી; પણ મારો જીવ તો બધો મારી દુકાનમાં છે, આપરો શૅાપ બૅાય ધનજી હજી નાદાન છે, ને ઘરાકોને કોણ જાણે કેવો આવકાર આપતો હોશે; એ ચાર આના ગજવામાં મુકે તે તો સમજ્યા, પણ ઘરાક નારાજ થવાં જોઇએ નહીં.

**પેરીન**—પણ તાહરે, પપા, એવા ઉચ્ચર જીવે ફરવા આવવાનું કામજ શું ઉતું?

**અદીબા**—કામ? કામ તો જેનું નામ! ખોટાને ખરા દોસ્ત પીછાની લેવાનું કામ; કયા દોસ્તો દોસ્તીનું ડોલ ઘાલતા'તા તે જાણી લેવાનું કામ; નવા દોસ્તો કોઈ બરપા થયાછ કે નહીં, તે પારખી લેવાનું કામ; સમજી? જરા ધીરજ ધરશે તો હમણાં બધો રંગ જોશે.

**પેરીન**—અરે,—પપા, પપા, પેલા તમારા ઓલ્ડ ફ્રેન્ડ જીજીભાઇ જેમીસન પછવારેથી કોઇ સાથ વાત કરતા આવેછ.

**જેમીસન**—(પસાર થતાં અદીબાને અથડી તૌરમાં) આઇ સે, માસ્ટર, બાગ તમારા બાવાનો છે કે? જરા ખીસીને જગા આપતે તો લાયકી નહીં જણાતે? અમે લોકો વાતમાં ઉતા પણ તમે તો નહીં ઉતાની!

**અદીબા**—(નમ્રતાથી) ઓ મી૦ જેમીસન, હું અદીબા છેઉ. તમે મને ઓલખ્યો નહીં કે ?

**જેમીસન**—(વચ્ચતા તૌરથી) હા જાણ્યું-તમે અદીબા છેઓ તે જોવાને મને આંખ છે, સમજ્યાની ? હમણા તો હું જરા આય શેઠ સાથે બ્યાજ વટાવની અગતની વાતમાં રોકાયલો છેઉં; બીજી વખતે જોઇ લઇશું.

[રૂબાબમાં ચાલતા થાય છે]

**અદીબા**—(દુઃખથી) નોંધી લે દીકરી: કસોટીમાં નાપાસ.

હવે જરા આપરે આગલ વધ્યે.

[સાંમેથી એક ખોજા ગૃહસ્થ આવે છે.]

**ખોજા ગૃહસ્થ**—(લાયકી અને લાગણીથી) અલ્લો,-કોણ ! અરદેશર શેઠ ? કેમ છેઓ ? તમારી આંખોને કંઇ ફાયદો થયો કે ? ઘણે વખતે આપણો ભેટો થયો. આપ મને જોઇ શકો છો ? શું ?–નહીં ! તોબાહ, તોબાહ ! ખોદા ખેર કરે, ચિંતા નહીં– ધીરજ રાખો, સૌ સારૂં થશે. મેં તો સાંભલ્યું કે આવા આવાખી આપ કંઇ ઉદયોગ કરો છો ?

**અદીબા**—જી હા, મેં ખેતવાડીમાં ચાહે, ખાંડ ને પરચુટન પ્રોવીજનની દુકાન કહાડીછ.

**ખોજા ગૃહસ્થ**—શાબાશ! ત્યારે બંદાને તમારૂં ઘરાક માની લેઓ. આવતી કાલે કાંગરાવેલી ચાહે રતલ ૧૦), મેડા ખાંડ મણ ૧) ને સાકરયા ખાંડ મણ ૨) મોકલી દેજો. આવતો જતો છોકરો માલમસાલો લાવશે. કાફી દળતા હો તો તે પણ બે ચાર પાંઉડ મોકલી આપજો. બીલ મોકલી આપતે ચૂકવી આપીશ.

**અદીબા**—થેંક્યુ, થેંક્યુ, દોસ્ત મહમદ શેઠ, થેંક્યુ; તમારી કેવી ભલઇ છે.

**ખોજા ગૃહસ્થ**—અરદેશર શેઠ, એ તો આપ ભલા તો જગ ભલા, તમારી ભલાઈ કંઇ કમતી હતી ?

[શેકહેન્ડ કરી જાય છે.]

**અદીબા**—નોંધી લે, દીકરી, નોધી લે: કસોટીમાં બીલકુલ પાસ.

"જુદદીન જુદદીન શેનું કરો,
જુદદીનને શાબાશ !
હમકોમીથી જુદદીન ભલો,
કરે ન દીનનો નાશ.

[જરા આગલ વધે છે. મી૦ રૂસ્તમફરામ અને મી૦ દોલી મેહરજી અપસ અપસમાં વાત કરતા આવી લાગે છે.]

**રૂસ્તમફરામ**—અરે મેહરજી, આય તો પેલો અદી અપંગ છે.

**દોલી મેહરજી**—હા; પણ,-રૂસ્તમફરામ, પેલી ખુબસુરત પેરીનબી એની સાથે છે.

**રૂસ્તમફરામ**—અરે રહેવા દે તારી પેરીનને! હું થોરોજ કુંવારો છેઉં? મેલું વરગશે તો ફીટશે નહીં. એમ તો એની આંખ ઉતી તાહરે હું કામેકાજે અલબત એની પાસે જતો'તો પણ હવે જવા હેની બા-વખત કેવો છે-કંઈ રૂમરી ભુમરી મુકાવે તો?

[ચાલતા થાય છે.]

**અદીબા**—(દુઃખથી) સાંભલ્યું દીકરી! કસોટીમાં નાપાસ, અફસોસ! કેવી જાહેરમાં કદરદાન પણ બાતેનમાં બેકદર, આય દુન્યા છે! ને કેવા દેખઇતી મોમદીલ, પણ બાતેનમાં સંગદીલ, આપણા સાથીઓ છે.

[મ્યુઝીક વાગે છે જેની સાથે કેટલીક સહેલાણીઓ ગાય છે.]

English Air.

[મી૦ અને મીસીસ નવલશા નીકલશન સામેથી આવે છે.]

**નવલશા**—(પોતાની મીસીસને) અરે હવે તો ઇલાજ રહયો નથી. એક બે મીનીટ વાત કરવીજ પરશે. છેક નજદીક આવી પુગાંછ' પેલી એની ચકોર પોરીની ચશમ આપરી તરફ છે. (અદીબાને જાણે મોટો ઉપકાર

કરતો હોય તેવી અદાથી) કેમ અદી, કેમ છે? ઓળખ્યો નહીં કે? હું નવલશા નીકલસન છેઉં. મેં તો સાભલ્યું કે તેં તો દુકાન કહારીછ (બેપરવાઇથી હસીને) અહેહેહેહે-બેટી બાપ નકામો કંઇ લાખના બાર હજાર કરશે! (પેરીન તરફ જોઇ) આય કોણ! તારી daughter કે? એનો શીખવા ભણવાનો વખત છે તે શીખવા ભણવા દે; એમ તારી સાથે પુછરૂં બાંધીને ફેરવ્યા કરશે તો એનો દહારો કેમ ઉધરશે? (ઠઠ્ઠાથી) પણ ખરા જો-માફ કરજે-મારાથી હસ્યા વગર રહેવાતું નહીં. તેં શાની દુકાન કહારીછ?

**અદીબા**—ચાહે, ખાંડ, ને પ્રોવીજનની મી૦ નીકલસન. (કાર્ડ આપતાં) આય મારો બીઝનેસ કાર્ડ છે.

[નવલશા તે વાંચ્યા વગર ઠંડે પેટે ફાડીને ભોંય પર નાંખે છે.]

**નવલશા**—કેવી ચાહે? ઇન્ડીયન 'ટી' કે?

**અદીબા**—હાજી.

**નવલશા**—ઓ! (મતલબી અદાથી) ઇન્ડીયન 'ટી' તો ઘણી ગરમ રહેછ. અમને બીલકુલ સદતી નથી. Sorry, હું તુંને Patronise કરી શકતો નથી, જો કે અમારી દરેક દીલસોજી તારી તરફ છે. સાહેબજી, God bless you.

[જાય છે.]

**અદીબા**—નોંધી લે, દીકરી, કસોટી ના૦ ૪. Lip Sympthy. દીકરી, તું ધારતી હોશે કે મારૂં જીગર હમણાં નાસીપાસીથી વીંધઇ જતુ હોશે; પણ નહીં, તેમ નથી; હું તો ખુશી છેઉં કે આય જુઠ્ઠી જગતની, ને તેની ઢોંગી માયાની માયાકુલ પીછાન મેં આજે કીધીછ. પણ ચાલો આગલ વધ્યે.

[એક ઓલ્ડ ફૅશન્ડ ઉમરે પુગેલા પારસી ગૃહસ્થ સામે થાય છે.]

**પારસી ગૃહસ્થ**—(લાગણીથી) ઓહો, અદીબા, તું અહીંયા? તુંને જોઇને દીલોજાનથી ખુશી છેઉં, આય તારી બુચી કે? મેં તો દીકરા ચાર પાંચ દહારાપરજ તારા પર ગુજરેલી આફત વિશે જાણ્યું—ને નાપાક નજલો જો મારો પગ ધરી બેઠો નહીં હોતે તો મારી આલાં સાથે હું જરૂર તુંને મલવા આવતે. આફરીન છે તારી હીંમતને! મેં સાંભલ્યુંછ કે તેં તારા ખર્ચમાં ઘટતી કાપકુપ કીધીછ, ગરીબ જરથોસ્તીઓની ચેલીપર રહેવા ગીયોછ, ને વરી સાથે સાથે ધંધો કરેછ. (દીલાસાથી) પરચો દહારો સૌનો રહેતો નથી દીકરા; તેં ઘણો ડહાપણભર્યો માર્ગ અખત્યાર કીધોછ. આવતી કાલે હું તારી દુકાન પર આવશ: તુંને કંઈ કામકાજ પરે તો બેલાશક ફરમાવજે– ઓસકાતો ના. (પેરીનને) બુચીમાય, બાવાજીને એમજ હીંમત આપતાં રહેજો, હં કે! ખોદા તેમાંજ તમારૂં સારૂં કરશે. સાહેબજી, સાહેબજી, સુખી રેહો.

**અદીબા**—નોંધી લે, દીકરી: હમદીનો પણ હજુ છેક ઓનતરી ગીયા નથી, ચાલ દીકરી, હવે જતે.

**પેરીન**—હા ચાલો પપા.

[જાય છે. મ્યુઝીક વાગે છે. લોકો વીખરાય છે.]

---

## પ્રવેશ

—:o:—

**'ડગલાસ હાઉસ.'**

—:o:—

**દીવાનખાનુ.**

[જાહાંગીર ગાતો દાખલ થાય છે: ગાયન દરમ્યાન દીનબાઇ આવીને સીવવા બેસે છે.]

**ગાયન.**

**જહાંગીર**—મમા, પેલાં બે ઉજબખો કાંઇ કહરાયાંછ?

**દીનબાઇ**—કોણ? આપરા પહરોણા? અસ્પંદને કુમી? કેથે ધુણવા ગીયાંછ તો ખરાં. ઓય આવતાં હોશે. જ્યારેબી બહારગામથી મુંબઇ આવે ત્યારે અહીંજ માથે પરેછ!

[દીનશાહ હાથમાં એક કાગલ સહીત ધસી આવે છે અને કાગલ દીનબાઇના દીલપર ફેંકે છે.]

**દીનશાહ**—લેઓ, બાઇ સાહેબ, આય આંખ ઉઘારીને વાંચો! હું કહેતો'તો તેમજ આખર થયું! (દીનબાઇને અચકાતાં જોઈ) નહીં વાંચતાં? લાવોની તાહરે—હું વાંચું.

[વાંચવાનું શરૂ કરવા જાય છે તેટલાં અસ્પંદ ને કુમી દાખલ થાય છે અને મામલો ચેતી જઇ, બેમાલુમ બાજુએ ઉભાં રહી, સાંભળે છે.]

મારી ગરીબ પણ સદગુણી કૅાઝ પેરીન, ઘણા દીવસ થયા તુંને લખાયું નથી તે માફ કરજે, પણ અસ્પંદ ને કુમીએ અત્રે પહારી માડીછ તેતો તું જાણેછ. એ ધનધન ઘોરીઓનું પુછડું પપા અમને છોડવા દેતાજ નથી. બાપરે! એ લોકનો ટણકો ને ઇટરાટ! કંઈ એ લોકની આયાનો મરડાટ! ને એ પારસીને મ્હોંડે કંઇ લભાસ છે! તારા પપાતો જાણે એ લોકના કયા ભવના દુશ્મન હોય તેમ વાત કરેછ! મમા બીચારાં શું કરે? મમા પપાનું ધ્યાન કેળવઇને કંદ થયલી બૅરીસ્ટર સાહેબની છોકરીને વહુ કરવામાં ને તેના પૈસામાં છે! જાણે પોતે હાથે પગે હોયની! કોણ જાણે કયે દહાડે એ પીડાઓ પટશે! હું ધારૂં છું, વ્હાલી કૅાઝ, કે તું મને વીસરી ગઇ નહીં હોશે. તમારા લોકને વાસ્તે મને ઘણું લાગેછ, પણ હું શું કરૂં? મારાથી કંઇ બની શકતું નથી.

તમો સઘળાં મારી, મમાની ને પીલાંની ઘણી ઘણી હેતભરી દુવા વાંચજો.

લી૦ તારો વ્હાલો કઝીન,

**જહાંગીર.**

**જહાંગીર**—વાંચી રહયા? હવે જીવ હેઠો પરયો? તમને એ ઉઘારવાનો ને વાંચવાનો શું હક ઉતો?

**દીનશાહ**—(અણુકાથી) ઉઘારવાનો ને વાંચવાનો શું હક ઉતો? જહાંસુધી તું મારા ઘેરમાં રહે તાંહસુધી તાહરાં કાગલો ઉઘારવાનો ને વાંચવાનો મને દરેક હક છે. પણ હું એમ પુછું, લાલાજી, કે મારી પરવાનગી વગર એ લખવાને તમને શું હક ઉતો? એ એ બદામનાંઓપર તું આવા ચશમચોર કાગલ લખે, તે કાગલ મારા હાથમાં આવે ને હું તે નહીં ઉઘારૂં? કેવી નરમ ઘી જેવી વાત! તે દહારે મેં તારો વિચાર આપરા અસ્પંદની હીલ્લા વાસ્તે પુછ્યો તાહરે તું કહેવા લાગો કે એ તો કોલસા મડમ છે ને સફરેજેટ થવા સરજાયલી છે.

[અસ્પંદ હાથ અફાળી ધસવા જાય છે, કુમી તેને અટકાવે છે.]

તારી સ્વીટહાર્ટ પેરીનને તો મેં જોયલી છે પણ હું નહીં ધારતો કે એ હીલ્લા જેવી એક યુનીવરસીટી ગર્લના બુટ પૅાલીશ કરવાનેબી લાયક હોય!

**કુમી**—(સ્વગત) ઑફકોર્સ નહીં. મુઇરે એ મારી હીલ્લાની સાથે હરીફઇની કરતી!

**દીનશાહ**—By God! એ બનેજ કેમ? પૈસા વગર પૅાલીશ ને બ્યુટી આવેજ કેમ? પૈસા વગર મેનર્સ ફોર્મ થાયજ કેમ? પૈસા વગર માનચાંદ મલેજ કેમ? પૈસા વગર ઇન્ડીપૅન્ડન્સ જળવાયજ કેમ? પૈસા વગર...............

**જહાંગીર**—પૈસા વગર બહેસ્તના દરવાજા ખોલ્લા થાયજ કેમ? ગઇ કાલેજ તમે મને કહેતા'તા, સાહેબ, કે, જાહાંગીર, ગમે તે કરજે પણ કોઇનું પ્રાઇવેટ લૅટર વાંચતો ના. ફકત ૨૪ કલાક ને તમારા બોલવાપર પાણી! તે ફેરવનાર તમો પોતે!

**દીનશાહ**—તે વખતે મને ખબર નહીં ઉતી કે ઘેરનો ગોધોજ આંખ ફોરશે!

**અસ્પંદ**—(જાહેર થઇ) By Jove! દીનશાહ અમે બધું સાંભળ્યુંછ. આય માનીટે અમે તારૂં ઘેર છોરી જઇએછ. તાહરાજ ઘેરમાં અમે

મેહમાન, ને આવું અપમાન! એ અમે કેમ સાંખીએ દીનશાહ! તે તું પોતે કેમ સાંખેછ? એ દુકતો શું ખાંડ ખાએછ?

**દીનશાહ**—ખરૂં છે અસ્પંદ, ખરૂં છે. એ અપમાનનો બદલો તુંને મલવોજ જોઇએ. હમણાંજ એ અદીવાલાંઓપર, એની પાસે, મારી મરજી માફક, એક કાગલ લખાવુંછ ને એને એ કાવત્રાંખોરોની સીડી ચહરતો એકદમ અટકાવુંછ.

**જહાંગીર**—ને જો તેમ કરવાની હું ના પાડું તો?

**દીનશાહ**—તો? તો તુંને આય ઘેર સદાનું છોરવું પડશે.

**જહાંગીર**—તાહરે હું અબ ઘડી ખુશીથી તેમ કરૂંછ. [જાય છે.]

**દીનબાઇ**—(કલવાઇને) ઓ નહીં—કદી નહીં. આય પારકાઓને વાસ્તે હું પેટના દીકરાને બહાર જવા દેવશ નહીં. દીનશાહ તમે તો દીવાના થયાછ! તમારૂં માથું ખીસી ગીયુંછ! જહાનમમાં ગીયાં તમારાં પદરોણા! બરીયાં એ આવતાં ને જતાં. (પુકારીને) જહાંગીર, જહાંગીર, અહીં આવ, જરા હું કહુંછ તે સાંભળ.

[ઓરડામાંથી ધસતી બહાર જાય છે. તેણીની પછવાડે દીનશાહ અને તેની પછવાડે અસ્પંદ અને કુમી જાય છે.]

---

## પ્રવેશ.

———:o:———

### અદીબાનું મકાન.

[પેરીન દુખી જીગરે ગાતી નજરે પડે છે.]

**ગાયન.**

[જહાંગીર પ્રવેશ કરે છે.]

**પેરીન**—કોણ!–જહાંગીર!

**જહાંગીર**—હા, મારી પેરીન: હું તારો જહાંગીર. તારા મધુર મુખડેથી બહાર પડતું જહાંગીર નામ મારા જીગરમાં ખુશાલીના ઠોકા મારેછ, પણ "મારો જહાંગીર" કરી તું બોલતે તો મારા કાનને તે વધુ શાદમાન કરતે, પેરીન,—તવારીખના શાહ જહાંગીર મીસાલ આપરા પારસી જહાંગીરો જહાન તો કદીબી જીતનાર નથી પણ મારી માફક તેઓ તારા જેવી દીલજીત નારપર જીત મેલવતા રહે તો હું ખચ્ચીત તેઓને નસીબદાર ગણું. પેરીન, જેમ તારી પાસે તેમ મારી પાસે, એકમેકને નવાજવાને કંઇજ નથી. તારી સાચી પ્રિત તેજ તારા તરફથી "રીત," ને મારા અંતરનું હેત તેજ મારા તરફની ભેટ. આહા,—બધાં પારસી જોડાં આય બંધારણ પર પાક યકીનથી બંધાતે. પણ મારી પેરીન હમણા આવી બેચેન ને દીલગીર કેમ રહેછ તે જાણવાને શું તેના જહાંગીરને હક નથી? પેરીનનું દુખ તે શું જહાંગીરનું દુખ, ને પેરીનનું સુખ તે શું જહાંગીરનું સુખ નથી? આય કંઈ પહેલીજ વખતે જહાંગીરે પોતાની પેરીનને અફસોસ કરતી જોઇ નથી.

**પેરીન**—આહા,—જહાંગીર, ખરૂં છે કે હું અફસોસ કરૂંછ તેના ઘણાક સબબો તમને રોશન છે ને કેટલાક વધુ રોશન થશે ત્યારે મારા કરતાં તમે વધુ અફસોસ કરશો, લેઓ—વાંચો આય—

[જહાંગીર વાંચે છે.]

ડગલાસ હાઉસ,

મુંબઇ, તા૦........

મી૦ અરદેશર ફરામજી ગાંધી જોગ—

તમારા ઘેરમાં ચાલતા નાસાગોસાથી હું વાકેફ થયોછ. મારાં છોકરાંઓએ મારો હુકમ તોડયોછ, ને તે નાફરમાનીમાં તમારો ખુલ્લો હાથ દીસેછ, પણ તમે સુઝમાં રોજન ખુલશો! હું સાફ જોઉંછ કે મારાં દીકરા દીકરીને પટાવી ફુસલાવી તમે તેઓને તમારા જમાઇ ને વહુ કરવા માંગોછ.

કાંહ ગાંગા શાહ ને કાંહ ગંગા તેલી! જે દીવસે એમ બનશે તે દીવસે હું જહાંગીર ને પીલાંનું મુવે મ્હોડું જોવશ નહીં. સારૂં છે કે ખોદાયજીએ

તમારી બેઉ આંખો લઇ લીધીછ. નહીં તો કોણ જાણે હજુ તમે મારી પીઠપર કેવી સવારી કરતે ! આય કાગલ તમારી સીપલી પોરીને વંચાવજો.

ડી. ડી. ડગલાસ.

[ જહાંગીર ગુસ્સાથી કાગલ મચડી નાંખી ફેંકી દે છે: પેરીન તે ઉઠાવી લઇ પોતાના ખીસામાં મેલે છે.]

**જહાંગીર**—આહા,—હું મારા બાપના અક્ષર જો બચપણથી જોતો આયો નહીં હોતે, તેની સ્ટાઇલ જો હું પીછાણતો નહીં હોતે, તેની સહી જો હું ઓળખતો નહીં હોતે, તો હું એમજ માનતે, પેરીન, આય કાગળનો લખનાર આય તારા જહાંગીરને જન્મ આપનાર હોયજ નહી. આહા,—કોણે ધાર્યું'તું કે એક દહાડો એવો બી આવશે કે જ્યારે, પેરીન, તારા જહાંગીરનો પિતા ઉંચી કેળવણીને કલંક લગાડનાર કુધરેલોની સંઘમાં બીરાજશે. આહા,—પેરીન, મારા પિતાના આય કાગલ પછી જો મારી સાથના તારા સંબંધનો અંત તું લાવે તો હું તાજુબ થવશ નહીં—તારા પપા જો તેમ કરે તો હું તેઓને બદનામ કરશ નહીં. પેરીન, તું જાણેછ કે જેમ મેં તારાપર લખેલો કાગલ મારા બાપના હાથમાં સપડાયો, તેમ તારા એહરામે મારી બ્હેન પીલાંપર લખેલો કાગલ પણ એજ મારા સંગદીલ પિતાના હાથમાં જવા પામ્યો.

**પેરીન**—ને તેમ છતાં હું અજબ થાઉંછ કે પીલાંને તમારા બાવાએ.........

**જહાંગીર**—બોલ, પેરીન, અચકાના : તેમ છતાં તું અજબ થાયછ કે પિતાના નામને એબ લગાડનાર આય બાપે પોતાની સકોમલ પુત્રીને પોતાના ઘેરમાંથી પાણીચું આપ્યું નહીં,—ખરૂંની ? પણ તેમાં સોલીસીટર સાહેબની ગણત્રી કંઇ જુદીજ ઉતી. પુત્રીને કહારતાં તેઓ પોતાની પત્નીને સદાની ખોહી બેસતે. "સબબ ?" સબબ, પીલાંની જુદઇ મારાં વ્હાલાં મમા કદીબી સહન કરી શકતે નહીં. પણ પેરીન, આય તો તારી ઉદાસીનો ફકત એક સફો ખુલ્યો. બીજા એવા તે શું શીહા સફા છે કે જે (પેરીનને સંબોધી) મારાં આય વ્હાલાં જીગરને આવું નાસબર બનાવેછ ? પેરીન અચકા ના.

પેરીન—

બચત.

(રડતાં એક કાગલ આગલ ધરી) વાંચ, જહાંગીર, બેલાસક વાંચ, ને વાંચીને જો તારી ગરીબ પેરીનને ચાહવા વાસ્તે તું લજવાય, પસ્તાય ને છોરી જાય તો, જહાંગીર, હું તુંને ઠપકો આપશ નહીં. તારા બાવાના કાગલે મારા પપાને દીલથી બેદીલ બનાવ્યાછ, તેમ આય કાગલ તુંને તન બદનથી કમકમાવશે.

[જહાંગીર જાહેર વાંચે છે.]

મીસ પેરીન અરદેશર ફરામજી ગાંધી જોગ—

ચોક્કસ કારણોને લીધે આ લખી તમને નોટીસ આપવામાં આવે છે કે આવતી તા૦ ૧ લી જાન્યુઆરીથી આ સ્કુલના કારોબારીઓને તમારી નોકરીની વધુવાર જરૂર રહેશે નહીં. આ મંડળની નોકરીમાંથી તે તારીખે, તેટલા વાસ્તે, તમોએ પોતાને ફારેગ થયલાં માની લેવાં.

લી૦ સેવકો,

**જહાંગીર**—(કાગલ તરફ ટીકતાં) "ચોક્સ્સ કારણો?" "નોકરીમાંથી ફારેગ?" પેરીન,—આય સ્કાઉન્ડ્રલો કહેવા શું માગેછ? હું એ લોકની ફેંટ પકડશ; એ લોક કારણ નથી આપતા તો હું તે આપવાની એ રાસ્કલોને ફરજ પાડશ. પેરીન, તું કંઇ જાણતી હોશેની?

**પેરીન**—હા, જહાંગીર, હું તે કારણ જાણુંછ. તે કારણનું નામ ગીબત છે. એ ગીબતનાં ગંધીલાં ગાબડાંની ગંધ આય કાગલના અક્કલહીણ સહી કરનારાઓના નાકમાં પેવશ થઇને તેઓને મગજથી બેમગજ બનાવ્યાછ. જહાંગીર,—કોઈ નનામા કાગલોએ આય કારોબારીઓના મનમાં મારીને મારા કુટુંબની સાફ આબરૂને બીન સાફ બનાવીછ. વરી એવું કહેવામાં આવેછ કે, આય સ્કુલના એક સખીવજુદ મદદગાર, ને એક બીનહાંસલે કામ કરનાર કેળવાયલા સલાહકારે, તેઓ તરફથી મલતી પૈસાની મદદ ને કાયદાની સલાહ બંધ કરવાની—જો મારી નોકરી ચાલુ રાખવામાં આવે તો—કારોબારીઓને ધમકી આપીછ.

**જહાંગીર**—"પૈસાની મદદ"? "કાયદાની સલાહ"? (પોતાનું મસ્તક મસલી) પેરીન, પેરીન, જે તું સમજતી નથી તે હું સમજુંછ: જે, તેં પારખ્યું નથી તે હું પારખુંછ. એ મદદગાર ને સલાહકારને હું આયના મીસાલ ખુલ્લાં હવે જોઉંછ. એક **તારો** સગો ને એક **મારો** સગો: એક **ગાંધી** ને બીજો **ડગલાસ!** ખુરશેદજી કાવસજી ગાંધી તેજ પેલા નામના ઉઠાવનાર સખીવજુદ ગૃહસ્થ,—જેઓ પોતાના કહેવાતા સકમઇના, પણ બાતેનમાં હાયદાયના, પૈસાનો ચોક્કસ ભાગ પોતાના અંતકરણને આરામ આપવા માટે કુરબાન કરેછ.

ડી. ડી. ડગલાસ સોલીસીટર—જેને, મારી પેરીન, તારા સસરા તરીકે લેખવાને તું હવે નામોશીથી નાસબર બની હોશે, જેના બેટા સાથે અદરાવાથી તું હવે ખફા થતી હોશે, તેજ, હા! તેજ, પેલો હીંચકારો કાયદાનો સલાહકાર! પેરીન, તારા ચેહરા પરથી હું જોઉંછ કે તું બોલેછ તેના કરતાં વધુ જાણેછ; તું બોલવાની તલબ કરેછ પણ મારા ખાતર ખામોશ રહેછ. ગીબતના ખાના ખરાબ ખવીસને આજે કોણ નથી પીછાનતું? વિજળી કરતાં વધુ ઝડપે મુસાફરી કરવાની તેની રીત કોણ નથી જાણતું? પેરીન હું ખચ્ચીત દીલગીર છેઉં કે મેં તારા ઘેરમાં આશરો લીધો. તું બોલતી નથી પણ હું માનુંછ કે તારા કુટુંબની નેહસ્ત નીંદાનું મુળ આય તારો કમીનો પોતે છે.

**પેરીન**—જહાંગીર, જહાંગીર, તમે કેટલા ચબરાક છેઓ. હા. હું કબુલ કરૂંછ કે હીંચકારી જીભલીએ જેમ તુંને, તેમ મને, જેમ પીલાંને તેમ બેહરામને, ને સાથે લાગાં તારાં નેક વ્હાલાં મમાને, ને મારા નિર્દોષ પપાનો પોતાના નજીસ લબઝોમાં લપેટવાને કંઇપણ બકાત રાખ્યું નથી. વરી અધુરાંમાં પુરૂં કોણ જાણે શું થયુંછ કે આજે કેટલા કેટલા દહારા થયા બેહરામની મને સમજ પરતી નથી. બીચારા પપા સાથે ને મારી સાથે એ રોજ બચકાં બાંધેછ. ને તેનું કારણ આપતો નથી. હું તો ધારતી'તી કે ડાકટર થયા પછી એ અમારો જમણો હાથ થઇ પરશે પણ રંગ ઢંગ તો કંઇ બીજાજ દેખાયછ! મને લાગેછ કે એ કદાપી અમને છોરી જશે. રખે કોઇ એને ઉસ્કેરતું હોય! રખે કોઇ એને ખરાબ સલાહ આપતું હોય! રખે કોઇ એની મારફતે પોતાનું વેર વાળવાની તજવીજ કરતું હોય! તેમ થશે, જહાંગીર, તો અમારૂં શું થશે? (રડે છે.)

**જહાંગીર**—પેરીન હિમંત રાખ-ડર ના. ગમે તે થાઓ પણ આય તારો કમીનો તારા સુખને દુખમાં તારો ને તારા કુટુંબનો સાચ્ચો સાથી છે. જે કંઈ બન્યુંછ તેથી બીજો કોઇ કમઅંદેશ હોતે તો તારૂં ઘેર ગીબતથી બચાવવા તુરત છોરી જતે, તારા સતાવનારાઓની બાજીનું એ એક પેચવણ પ્યાદું છે પણ તે બાજીમાં આપરે તેઓને ફાવવા દઇશું નહીં. સીવાય કે તારા પપા એથી ઉલટા વિચાર ધરાવતા હોય.

**પેરીન**—જહાંગીર-મારા પપાના ને તમારા વિચાર બીલકુલ મલતા છે. તમે આય ઘેર છોરી જવા માગતે પણ મારા પપા તમને વારતે. પણ જહાંગીર, બેહરામની બેદીલીનો ભેદ શું હોશે? તારી ચેતનશક્તિ તે ચેતવાને શું અશ્કત છે, જહાંગીર?

**જહાંગીર**—બીલકુલ નહીં; પેરીન. પેલાજ સખીવજુદ શેઠ ને પેલાજ બીનહાંસલે સલાહ આપનાર કાયદાશાસ્ત્રીની કસરેવજીનો તારો બેહરામ ભોગ થઇ પડેલો હોવો જોઇએ.

**પેરીન**—ખરૂં, ખરૂં. જહાંગીર, હું કેવી બેવકુફ! આહ,–હવે બધું દીવાની જોત જેવું ખુલ્લું મને લાગેછ. પેલો અહેરેમન અસ્પંદ ને તારા આય......

**જહાંગીર**—બોલ, અચકાના: પૈસાના આય મારા પુંજારી પપા તારા પપા પર પોતાની જાલ બીછાવવામાં ફાવ્યા નહીં, ત્યારે તારા બેહરામને તેમાં સપડાવવા નીકલ્યાછ, ને નાદાન બેહરામ તેઓનો શીકાર થઇ પડે એ બનવાજોગ છે. ચાલ ડીયર, અંદર જઇને તારા પપા સાથ મસલહત કરીએ.



# પ્રવેશ.

———:o:———

## પૅન્ટોમાઇમ.

બગીચારૂપી ખુલ્લી જગા : સીન ઉંડાણમાં : મ્યુઝીક ચાલુ. દીનશાહ, કુમી ને અસ્પંદ એક બાજુથી પ્રવેશ કરે છે ખુરશેદજી બીજી બાજુથી પ્રવેશ કરે છે. ત્રગડી ઇસારતથી ખુરશેદજીને સવાલ કરે છે કે જેની તેઓ રાહ જુએ છે તે કયારે આવશે? ખુરશેદજી ઘડીયાળ કાઢી ઇસારતથી જવાબ વાળે છે કે બે મીનીટમાં આવશે. ત્રગડી વળતો જવાબ કરે છે કે "ઠીક થયું," અને પોતાની ખુશાલી જાહેર કરે છે. તેટલાં ત્રીજી મેરથી ટ્રેવલીંગ સુટમાં સજ થયલો બેહરામ હાથમાં ફ્રીટ બૅગ અને ઓવરકોટ સહીત આવી ચઢે છે; તેની પછવાડે એક મરાઠી છોકરો એક નાની ટ્રંક અને બેડીંગ લઇ ચાલે છે. ખુરશેદજી સીવાય સઘળાં બેહરામને શેક હૅન્ડ કરે છે. તેઓ ખુરશેદજીને સવાલ કરે છે કે બેહરામ પાછો ક્યારે આવશે? ખુરશેદજીને બેહરામ ત્રણ આંગલાં ઉંચકી ઉત્તર દે છે કે "ત્રણ વર્ષ પછી," ખુરશેદજી હાથના ચાળા કરી બેહરામને એવો સવાલ કરે છે કે અદીબાને ભેટયો કે? કુમી સાડીની સોડ ઉંચકી આલીંગનરૂપે પૂછે છે કે પેરીનને ભેટયો કે? બેહરામ નકારમાં ડોકયું ધુણાવે છે.

સ્લો મ્યુઝીક. ડાન્સ મ્યુઝીકમાં બદલાય છે.

સઘળાં તાલ લઇ નાચે છે, અને પાસેની ટેબલ આગલ જાય છે, અને કેક ખાય છે અને બેહરામને સફળ સફર ઇચ્છતાં વાઇન નોશ કરે છે. કુમી બેહરામ આગલ આવે છે અને પાસેની 'ટ્રે' ઉપાડી તેના હાથમાં એક ઍનવેલપ મુકી તેને ફુલનો હાર પહેરાવે છે અને ઓવરણા લે છે. અત્રે સઘળાં તાલી ફોડે છે. ખુરશેદજી

ત્યાર કેડે ગજવામાંથી એક કાગલ કાઢી તે બેહરામને વાંચવા આપે છે. બેહરામ તે વાંચે છે. ખુરશેદજી તેને ઇસારતથી પુછે છે કે તે તેને પસંદ પડ્યું કે? બેહરામ જવાબ વાળે છે કે "હા, ઘણું ઠીક છે." ખુરશેદજી કાગલ તરફ આંગલી કરી પુછે છે કે તે તે મુજબ ચાલશે કે? બેહરામ સોગંદરૂપે ગળાંપર અને છાતીપર હાથ મેલી માથું ધુણાવે છે કે "હા." એક નોકર ખડીઓ કલમ લાવે છે, અને બેહરામ કલમ ઉપાડી તે કાગલ પર સહી કરે છે. ખુરશેદજી અસ્પંદ અને દીનશાહને ઇસારત કરે છે. તેઓ તે ઉપર શાખ મેલે છે. સઘળાં બેહરામને સફળ સફર ઇચ્છે છે. નોકરને માથે ટ્રંક અને બેડીંગ ચઢાવવામાં આવે છે, બેહરામ તેઓ તરફ પીઠ કરી ચાલુ મુકે છે! તેટલાં ફ્રુમી તાળ્યા કાઢી તેનું ધ્યાન ખેંચે છે કે અમારા સામે જોઇને વિદાય થાઓ. બેહરામ તેઓ તરફ મ્હોં કરે છે, અને પાછલા પગે વિદાય થાય છે, જ્યારે સઘળાંઓ પોતાના રૂમાલ ઉરાડે છે.]

**ટાબ્લો!**

**ડ્રૉપ.**

**અંક ૨ જો તમામ.**



# વરસ ૨ નો અંતર.

———:०:———

## અંક ૩ જો.

———:०:———

## પ્રવેશ

———:०:———

### અસ્પંદીઆરના મકાનનો સીટીંગ રૂમ.

[ કુમી ને કેકી સેતરંજ રમતાં દીસે છે. એક સ્ટુલપર વ્હીસ્કી સોડાની બાટલીઓ ને પ્લેટમાં બીસ્કીટ નજરે પડે છે. કેકીના મ્હોંમાં ચીરૂટ છે, તે બાજુ મેલી વ્હીસ્કી ગટાવે છે: પછી ખડખડ હસી ઇઝીચેરમાં અલેટાઇ પડે છે.]

**કેકી**—આઈ સે કુમી, પેલા ખટલુ ગાંધીના કાની **"તારા સમ"** ખાઇને કેહુંછ કે: આય દુન્યાનું ચકકરમંડળ કંઇ અજબ ગૅપ મંડળ છે! By God!—જો હું Godને અપમાન નહીં કરતો હોઉં તો—હું સવાલ કરૂંછ કે તેને આય huge humbugdom, આય મહાભારત ઠઠ્ઠાબાજ નગરી, પેદા કરવાનો હકજ શું ઉતો? Now hang it! બે કલાક થયા આપરે રમ્યેછ ને આય બધા મારા પગળી સીકરઇ આયા. નહીં તું જીતતી, કે નહીં હું જીતતો; નરો જાણે હાર-જીતનો નાટક! (ઉભો થાય છે અને નાચે છે: કુમી વ્હીસ્કી સોદા સીપ કર્યા કરે છે) By God! કુમી આય દુન્યાજ શું સેતરંજની એક મોટી જેવી બાજી નથી? ups and downs, ups and downs—કોઇની ચહરતી કોઇની પરતી! પેલો મુનશી ગાઇ ગીયોછ તે ખરૂંજ છે કે:—(લલકારે છે.)

"ક્યા અજબ ખેલ હય દુન્યા,
જીસમે ચાલ હમેશાં રંજકી હય;
સચ પુછો તો દુન્યાદારી—
યક બાજી શતરંજકી હય."

(હસે છે) અહાહાહા, કુમી ડીયર, તારા ને મારા બાબમાં તો રંજનો સવાલજ કાંઇ છે? મારી પાસે........અરે, આપરી પાસે........અરે, તારી પાસે ગંજ કાંઇ કમતી છે કે રંજના ભુતને આપરૂં મન રંજીદા કરવા દઇએ? જો ઝરદાર સો માલદાર: જો માલદાર સો ઝોરદાર (હસે છે.)

### ગાયન.

### ડયુએટ.

[ગાયન ચાલે છે તેટલાં અસ્પંદ અર્ધ પ્રકટ હાલતમાં હાલહવાલ અવતારે દેખાવ દે છે. તેના ચેહરાપર ખુલ્લી ઉદાસી દીસે છે. કેકી ને કુમીનો રંગ મચેલો જોતાં તે પોતાના પગો cross કરી દેવાલને અઢેલીને તેઓથી છુપ્યો પણ તમાશબીનોની નજરે પડતો ઉભો રહે છે.]

**અસ્પંદ**—(સ્વગત) વાહ! આય તો નહીં નાટકનો નાટક!! મીસીસ અસ્પંદીયાર ગાંધી એન્ડ મી૦ કેકી કાવારાણા at play!! શું કાવારાણાને કાવાદાવા સાથે સંબંધ હશે?

**કેકી**—આઇ સે કુમી, હવે તો ખુદાને ખાતર આય નાસાગોસાની રમતનું સેવટ લાવ. એ તારા ગોસ્પંદને........અરે, અસ્પંદને, હવે ગમે તે કરી અસતમ પસતમ સમજાવી ઓગરીબાદ મોકલી આપ. એ તો હવે સીધો ને સીધો ખાનાખરાબીની ખાહીમાં ધસ્યો જાયછ! એમ તો આય તારો સેવકબી એવા ખુણા ખાંચરાંઓથી અજાણ તો છેજ નહીં; પણ જ્યારે હું ને બીજા મારા જેવા ઉસ્તાદો, એવાં ખાંચરાંઓમાં, સંભાળથી પગ મુકીએછ,—વખત જોઇને આગલ વધીએછ, ને સમો તપાસીને પાછલ ફરીએછ,—ત્યારે આય અસ્પંદ જેવા ઉલ્લુઓ બાર બે ચોકની રાહપર યાહોમ ઝોંકાવ્યા જાયછ! આહા,—કુમી કદાચ વખત એવોબી આવે કે જ્યારે........(ખુરશી કુમીની ખુરશી નજદીક લઇ જાય છે; કુમી પોતાની ખીસાડી નાંખે છે.)

**અસ્પંદ**—(સ્વગત) જ્યારે, કેકી કુમીનો ને કુમી કેકીની થાય!! (આગલ ધસી જાય છે; પણ પાછો પાછો હઠે છે) નહીં!—અસ્પંદ, હજુ થોભ.

**કુમી**—નહીં કેકી; વખત કંઇ નાહો ગીયો નથી. મેં તમને ઘણી વખતે કેહયું કે તમે મને જાહેરમાં "કુમી કુમી" કરીને ના બોલાવો. ખરૂં છે કે હું અસ્પંદ સાથ પણુની તે અગાઉ આપરા વચ્ચે દોસ્તીનો મજબુત ગાંઠ ઉતો, પછી તું........અરે, તમે.........

**કેકી**—અરે, હવે એ "બીજા પુરૂષ એક વચનનેજ" વળગી રહેની! એજ મારા કાનને મીઠ્ઠું મધ જેવું, શેંગા ગંદેરી જેવું sweet લાગેછ!

**કુમી**—(હસીને) પછી તમે ગોરી ચામરીપર લલચાઇને ખાલી ખીસાંવાલી હમલી સાથે હમદીલી કીધી.........

**કેકી**—ને અસ્પંદ તુંને, તારા ખીસાના ભારથી અંજાઇ, તેરી ગીલ્લી મેરા દાવ રમીને, મારા હાથમાંથી પસરાવી ગીયો.

**અસ્પંદ**—(સ્વગત) ને તે દહારથી પોતાની કમબખ્તીનો પાયો નાંખ્યો!

**કેકી**—(હસીને) આ હા હા હા, કુમી, હું ઘણીબી બાજી રમી જાણુંછ, તેના ભેદભરમ મારા નખમાં છે; પણ (અદા કરી) તુંને મારી માનીતીના સોગંદ ખાઇને કેહુંછ કે, લગનની બાજી,—કે જેને લોકો બખ્તા બાજી કહેછ તે બાજીનો ભેદ હું પામી શકયોજ નથી! ગોરાં સાથે કારૂં; કદરદાન સાથે બેકદર; અકકલવંત સાથે અભણ; કોમળ સાથે કઠોર; જવાન સાથે બુઢો; બુઢી સાથે જવાન; સાલેસ સાથે સયતાન; એવા—હા! એવા એ બખ્તાબાજીના ઢંગ છે!

## ગાયન.

**કુમી**—ચાલો ડીયર કેકી, હવે તમે સીધારો. મારી હીલ્લાં બી હવે આવતી હોશે ને આપણુને સાથે જોશે તો ઠીક દીસશે નહીં........

**કેકી**—(હસીને) ને તારો ફાંકરો આવશે.........

**અસ્પંદ**—(સ્વગત પોતાના લેબાસ તરફ નજર ફેંકી) અફસોસ! હવે તે ફાંકરો નહીં, પણ, ફકીર છે!

**કેકી**—.........તો તેને ફીકરૂં થશે! (હસે છે) અહાહાહાહા.

**અસ્પંદ**—(જાહેર થઇ એક બે પળ તેઓને ટીકતો ઉભો રહે છે: તેની કેફ ઉડી ગયલી દીસે છે) કેકી કસરેવજ! તારી સલામતી જો ચહાતો

હોય તો એકદમ બહાર જા, નહીં તો હું જે કરશ તેને વાસ્તે હું જોખમદાર નહીં રહેવશ. નાબુદ થા, નાપાક! નાબુદ થા! (કુમી કેકીને જતો રહેવા ઇસારત કરે છે; કેકી પાછલ પગલાં ભરે છે; અસ્પંદ કુમી તરફ ફરી :—) નાપેકાર! મારી નજર આગલથી તારૂં કાલું કર! તું શું એમ સમજેછ કે હું આયજ પળે અહીં દાખલ થયોછ? નહી, જે ભેદભરમનો પરદો અત્યારસુધી મારી નજર આગલ પરેલો ઉતો તે ખુદાની મહેરથી ૦ કલાકપર ખુલ્લો થયોછ. તેં મને લુટ્યોછ. હું કમબખ્ત સરત ને જુગારમાં ખુહવાર થયોછ, ને હકદારોના હક ડુબાડી મેં મારા પૈસા ટકા તારા નામપર ચહરાવી, હું પોતે લુંટારો પીંડારો બન્યોછ!—પણ્ એ કરીમે કારસાજ! તારી લાકડીને નથી અવાજ! કુમી, પ્રપંચી ફરેબી ઓરત! તેં મારા માલેક તરીકેના હક લુટયાછ, મારૂં ધન લુટયુંછ, મારૂં ધાન લુટયુંછ, મારી હોરમત લુટીછ, ને હવે મારા ખાવીંદ તરીકેના હક લુટવા તૈયાર થઇછ તો હું ખુશીથી,—હા! નેહાયત ખુશીથી, તે તુંને સ્વાધીન કરૂંછ. તારાં ને કેકીના બુલંદ નસીબ કે હું કાયદાનો હીમાયતી હોયા ઉપરાંત સુલેહનો અમલદાર છેઉં, તેટલાજ વાસ્તે તમો એ ઉપર ધસી જઇ—સુલેહનો ભંગ કરી કાયદાની ચુંગાલમાં ખુદ બ ખુદ સપડાયો નથી. સાહેબજી! બાઇ સાહેબ, સદા માટે સાહેબજી! હું જાઉંછ, પણ્ મરશ નહીં: મરશ નહીં— તો, બાઇ સાહેબ, તમારાં બીજવર લગ્નમાં જો સેવકને invite કરશો તો સેવક ખુશીથી આવશે. આહા,—પણ્, જો હું મરશ નહીં તો એ બીજવર લગ્ન થશેજ કેમ? આહ, કાયદો! કાયદો! એ કાયદાના ઘડનારાઓને હું ધારૂંછ કે સેહતાને ઘેરયા હોશે! તું ને હું—હું ને તું—ગમે એટલાંબી એ કાયદાની ચુંગાલમાંથી છુટવા માંગશું, પણ્ તે આપણુને છુટો કરશેજ કેમ? (પુકારે છે) બૉય–બૉય–મસાલ–રામા, રામા.

[નોકરો ધસી આવે છે, કુમી પાછલ પગલાં ભરે છે.]

ઉઠાવ! એ પીણાકુ ઉઠાવ! બાપ સાહેબને અપના દોસ્તકા સાથ એ બૌત પીયા હય. પીકર છાકટ બના હય,—ને અયસા છાકટ ઔરતકા સાથ જ્યાદા બખત અમ રહેનેકુ મંગતા નહીં: ઇસ્કુ સમાલો,—હમ જાતા હય.

[કુમી અને નોકરો ડઘાયલા જોયા કરે છે. અસ્પંદ ટોપી લઇ તૌરમાં ચાલતો થાય છે.]

# પ્રવેશ

——:૦:——

## ખુરશેદજીનો શૃંગારેલો બેડરૂમ.

[ ફુટ લાઇટ બંધ, ઓરડામાં એક ઝુંફતો દીવો, ખુરશેદજી અર્ધાં ઉંઘતા, અર્ધાં જાગૃત, એક બે પલ ચુપ તો એક બે પલ બડબડતા પડેલા છે. ઘડીયાલ ટીક ટીક કરે છે. પાસે ટીપૉઇપર કોલન વૉટર, દવાની શીશી, પાણીનું ગ્લાસ, વગેરે ; એક ખુરશી પર તુવાલ. ]

ખુરશેદજી—(ઉંઘમાં) આહા ! હું કાંહ છેઉં ? બ્હેસ્તમાં કે દોજખમાં એ-આય કોણ !-મારો ભઇ ફ્રરામ ગાંધી ? અરે, નહીં-એ તો અપંગ અદી છે...અરે નહીં,-એ તો મારો બ્હેસ્તનશીન દીકરો ડોસુ છે ( કોરવાલી માત્ર એક મીનીટ ચુપ પડે છે : બીજીજ પળે છાતીએ હાથ દઇ) ઓ !-ઓ ઓ ઓ !-ફ્રરામ ! ફ્રરામ ! આય મારી છાતીમાં તેં શું ભોકી દીધું ! ધનઇ ધનઇ-ધનઇ કાંહ ગેઇ ? મારો પેસુ કાંહ છે ? મારો ડોસુ કાંહ ગીયો ? અરે ખોદા પાંચ પાંચ છોકરાં ને તેમાનું એક બી હૈયાત નહીં ? અને તોબી, હા, તોબી લોક કહેછ કે મારા જેવા લુટારાઓ ચોદ્દે ખુશાલ ફરેછ. (છાતીએ હાથ દઇ ઉભા થાય છે અને અર્ધી ઉઘાડી અર્ધી મીચેલી આંખોએ ફરે છે) અરે, મારી ઉંઘ ! મારી ઉંઘ ! અરે મારા મનની શાંતી ! અરે, મારાં તનની તાજગી ! અરે મારાં દીલની ખુશાલી ! તમે બધાં મને તજીને કાંહ ગીયાં ? ઉંઘ ! મીઠી ઉંઘ ! તું બી મને તજી ગેઇ ? ( અદા કરી ) આવ ! આવ ! તું માંગે એટલા પૈસા તુંને આપું. શું કહેછ ?......અદીની લુટેલી બધી માલમતા એને પાછી આપું ?...... હા, કબુલ છે, કબુલ છે. દીલોજાનથી મંજુર છે. તેમ કીધા વગર મારો છુટક નથી. તેમ કીધા વગર આય જીવડો તેના કાલબુદમાંથી જુદો પરનાર નથી. તેમ કીધા વગર હું કદીબી શાંતીથી મરશ નહી. મારૂં હવે કોણ રહયુંછ ? ના કોઇ વારસ કે ના કોઈ જાયનશીન.

"કીસ કામકા એ ઘર હય.
કે જીસ ઘરકો દર નહીં ;
વીરાના હય ઓ મુલ્ક
કે જીસમે બસર નહીં ;

(હવા તરફ આંગળી ટાંકી) ના કામી હય એ દવા
કે જીસમે અસર નહીં ;
અયસાહી એ પીદર હય
કે જીસકુ પીસર નહીં."

(એક મીનીટ ચૂપ :–ચોંકીને) કોણ ? મુ...મુ... અદી ? નહીં : "મુજી" નહીં–હવે તો એને મુજી કેહયા અગઉ મારી મુજી ઝબાન કપઇ ગેયલી જોવા હું રાજી થવશ. શું ?...અદીને મારો વારસ કરનાજ ખોદાયજીએ એક પછી એક મારાં પાંચ છોકરાંને બોલાવી લીધાં? મારી ધનઇ પાસે તો તેના બાપીકા પૈસા હોવાથી તેણે મારી કોઇ દહાડો ખરી કદર કે કાલજી કરી નથી. (ચોંકીને) આય કોણ ? (કમકમીને) પેલો નાપાક દીનશાહ ! પેલો નાપેકાર અસ્પંદ ! આહા,–"કર ને જો" શું અહીયાંજ નથી ? મારા હાથનાં કીધાં મને હૈડે વાગી ચુકાંછ ! અસ્પંદના બાબમાં તેના નગારાં ગાજી ચુકાંછ ! ને હવે દીનશાહના બાબમાં તે સેહેજે વાગશે ! (થોબીને) મારૂં વીલ વંચાશે–(ક્રોધથી) તાહરે એ બે જણનાં કોઠાં ભોપીને હું મારાં દોજખમાંથી બી હસશ. (બીદાર થઇ લૅમ્પ જરાં મોટું કરે છે) ઓહ–! ઓહ–! આય શું ! એ હું સ્વપનો જોતો'તો ? મારૂં બીછાણું કાંહ ગીયું ? હું શું ઉંઘમાંજ ચાલતો'તો .અરરરર, આય તો વરી નવી મહોકાણ ! શું બધાજ પૈસાવાલાઓ આવા બેકરાર હોશે ? બીજાંની વાત તો કોણ જાણે, પણ મારા સમ, હું તો બા છેઉં. (અદા કરી) અરે પણ, ઓ મારાં અંતકરણ ! હવે તું ઘણા ઉછાળા ના માર ; મેહરબાની કરીને જરા ઠર પરીને બેસ, ને મને બી જરા કરારે બેસવા દે. (હવામાં ટાલી આપતાં) લે–હું તુંને પ્રૉમીસ આપુંછ કે હું મરીઆ અગઉ એ અદી પાસ માફ માગશ. (પવનની કસરમાં) જો એ ખરશેદજી બા : તમારા સમ, એમ તમે કરીઆ કરશો કેની તો ખોદાયજીને તાંહ પ્હોંચ્યા અગઉ સીધાને સીધા કોલાબે પ્હોંચી જશો ! અરે મારી બેકરારી ! બેકરારી !! ઓ–! ઓ ઓ ! મારી છાતીમાં કંઇ ભરઇ આયું– ! ઓ કોઇ આવો ! ઓ ધનઇ !–ઓ લાલકાકા–!

[ગાંટરડી વજાડે છે. ડા૦ લાલકાકા અને ધનાકાકી અને એક બે નોકરો ધસી આવે છે. ડા૦ ખુરશેદજીની નાડી હાથમાં લે છે.]

**ડાકટર**—બોલો : ખુરશેદજી, બોલો : તમે શું કહેવા માંગોછ ?

[ ખુરશેદજી પોતાની જબાન તરફ હાથ દેખાડી ઇસારત કરે છે કે તેઓથી બોલાતું નથી ને પછી ઇસારતથી કાગલ પેન્સીલ માગે છે. ડા૦ પાસે પડેલી સ્લેટ અને પેન હાજર કરે છે. ખુરશેદજીને ટેકો આપી ટક્યા પર અઢેલાવે છે અને મહા મુશકેલીથી તેઓ કાંઇ લખે છે. ધનાકાકી બતી આગલ તે ઉકેલવાની કોશીશ કરે છે ; ડા૦ તે તેઓના હાથમાથી છીનવી લઇ ઉકેલીને વાંચે છે :-

**ડાકટર**—"બોલાવો,-અરે, કોઇ તુરત બોલાવો-દીકરા અ-દી-ને" (**વિચારીને**) આય દીકરો અદી કોણ ? ઓહો, એ તો આપરા અદીબા હોશે.

**ધના કાકી**—અરે તેને કાંહ સેકો તાણોછ ? એ તો આપરો દીનશાહ કે અસ્પંદ હોશે.

[ ખુરશેદજી મુસ્કેલીથી હાથ હલાવી તે ના પાડે છે, અને પોતાની બે આંગલી આંખ પર મેલી ઇસારો કરે છે કે તેઓ અપંગ અદીબાને માગે છે.]

**ડાકટર**—ધના કાકી-હવે કંઇ બી શક રહયો નથી કે એઓ અદીબાને બોલાવેછ. રામા,-દોડ જલદી, તાબડતોબ અરદેશર શેઠને મોટરમાં લઇ આવ.

[ બે પળ ચુપકીદી. તે દરમ્યાન ધનાકાકી ને ડા૦ કાંઇ ગુસગુસ કરે છે. અદીબા ને પેરીન તે બાદ દાખલ થાય છે. તેઓને જોઇ ખુરશેદજી લગાર સાવધ બને છે. ડા૦ તેઓને કંઇ પાય છે, જેથી તેઓ લથડતી જબાને બોલે છે. ]

**ખુરશેદજી**—અદી-દ......દ.......દ દીકરા અદી. બ...બ......બેટી પેરીન...મ...મ... મેં જેવું કીધુંછ તેવું હું પામ્યોછ. તમે લોક મ... મ...મને મા—ફ કરોછ કે ?

અદીબા }
પેરીન } —( રડતાં ) કાકાજી, કાકાજી, એક નહીં ને હજાર વખત,

ખુરશેદજી—ઓ—ઓ—! હું મ—રૂ—છ. કેવો સંતોષ !–ઓ પરવર તારી પનાહ ! અદી, માફ–માફ.

[ ગંભીર મ્યુઝીક. ]

## ટાબ્લો !

---

## પ્રવેશ.

——:o:——

### ડગલાસ હાઉસનો એક નાનો ઓરડો.

[ દીનબાઈ અને દીનશાહ ગરમાગરમ તકરારમાં રોકાયલાં દીસે છે.]

**દીનબાઈ**—દીનશાહ, એ આજે તમે બીચારા અસ્પંદને એમ બૅાયકૅાટ કાંય કીધો ? બૅાયે એના આવવાની ખબર આપીને તમે તો ઓરડામાં ભરઇ ગીયા ! બરીયું તમારે લીધે મનેબી જાુઠું બોલવું પરયું.

**દીનશાહ**—દીના, દીના, તું સો વરસની ઘરડી ખોખી થશે તો બી એવીજ રહી જવાની. (તુચ્છકારથી) હવે એ અસ્પંદ પાસ બરયુંછ શું કે આપરે એને વળગી રહીએ ? એ સ્ટુપીડે પોતેજ પોતાના પગમાં કુહાડી મારી તો તેની સજા એને ખમવીજ જોઇએ. એના કરતાં તો પેલા રાસ્કલ અદીવાલાંઓની હાલત હું હઝારબાર બહેતર ગણું. એ અસ્પંદને તો હું કે'દહારનો અહીંથી ખરતો કરતે, પણ—પણ—you see કોણ જાણે કાલે શું બી થાય ! ખરશેદજીબાનું વીલ હજુ વંચાયું નથી: તેમાં એને અલબત, આપરા જેટલું નહીં તો કંઈ થોડું ઘણું ઝોંસાયું તો હોશેજ. કુમી સાથે એને ઘસાયુંછ, એટલે થોડું ઘણું એ આપરીપર વેરશે, તો આપરે તાંહ એ આવતો જતો રહેશે. પણ તેટલાં તો, દીના, એનું position એને જરા જરા આપરે સમજવા દેવું જોઈએ.

**દીનબાઇ**—દીનશાહ, દીનશાહ,—આવી રીતે જ્યારે તમે બોલોછ ત્યારે બાજે વખત હું ભુલી જાઉંછ કે તમે મારા વર છેઓ. ઉંટની શીંગડાની કહેતી પ્રમાણે ખોદાયજીએ તમને દોલતથી નથી નવાજ્યા તો ઠીકજ છે. ખરશેદજી કાકાના પૈસાપર તમે કુદોછ પણ રખેને પેલાં જાણીતાં કોલાંહનાં જેવી તમારી હાલત થાય! અસ્પંદને પાયમાલ કરી એ કુમી પેલા કેપ્ટન સાથે જાહેરમાં નાચેછ, છતાં એ કારે મ્હોડેથી કાલે અહીં આવી તાહરે તમે એની પરથી ઓછું પંથરઇ જતા'તા!

**દીનશાહ**—દીના, દીના, તમે બૈરાં તે બૈરાં. તમારા લોકમાં જો અમારા જેટલું ડહાપણ હોતે તો જોઇતેજ શું! why not? why not? કાંય નહીં આપરે કુમીને નમીએ? પૈસાનો power તું જાણતી નથી, દીના. એજ પૈસા જો અસ્પંદના હાથમાં કાલે પાછા આવે, તો, કુમીને છોરીને અસ્પંદની સાઇડ લેતાં આપણને વાર' શું?

**દીનબાઇ**—(ટકોરમાં) ને એજ પૈસા જો અસ્પંદના હાથમાંથી અદીબાના હાથમાં પરમ દહારે આવે, તો અસ્પંદને છોરીને અદીબાની તરફનાં થતાં આપણને ખોટી શું? ખરૂં કેની—દીનશાહજી શેઠ? પણ તમને કંઇ ખબર છે કે,—કહેજે વીલ વાંચતી વખતે હાજર રહેવાનું ખાસ નોત્રું ખરશેદજીના વકીલો તરફથી અદીબાને મલ્યુંછ...કેમ? ચમકોછ કાંય, દીનશાહ? તમારી મદઇનો જીવ ફરી આયોછ કે શું?

**દીનશાહ**—નૉનસન્સ, દીના—તું તો મારી ઠેકરીં કરેછ! ખરશેદજીબા એવી હેમકઇ કરી જાયજ નહીં. એતો એના વકીલોની કંઇ ભૂલ થઇ હોશે.

**દીનબાઇ**—ભુલ શાની? તમે જાણોછ, દીનશાહ, પાંથરણાપર ધનાકાકી બોલતા'તાં તે? કહેજે અદીને જોયા વગર બ્હેસ્તીનો જીવ ગીયોજ નહીં; ને મારતી મોટરે અદીબા મોતના બીછાણા આગલ આયા.

**દીનશાહ**—અરે, એ તો મરતાં મરતાં બીચારાનું ભેજું ચરવા ગેયલું તે, મારૂં કે અસ્પંદનું નામ લખવાને બદલે, એ આંધરાનું નામ ઠોકી માર્યું હોશે—

**દીનબાઇ**—અરે પીટરે દીનશાહ! ડા૦ લાલકાકાએ તે સ્લેટપરના અક્ષર એમના એમ રાખેલા છે. બધા અક્ષરો તો વાંકાટીકા છે પણ અહીંઆ બોલ બોરબોર જેવા અક્ષરે ખુલ્લો લખેલો છે.

**દીનશાહ**—હોશે! હવે દુર કાંહ ગીયું’છ; જે વખત જાયછ તેમાં બધું જણાશે તેટલાં......

**દીનબાઈ**—(ટકોરમાં) હા, હા, બરાબર છે. તેટલાં ચાલો, આપરે ધનાકાકીપર ધરાંપરાં કરીએ, કારણ, એવણ તો હજુ ધનના ઢગલાપર બેઠેલાં છે.

[બન્ને જાય છે.]

## પ્રવેશ.

——:o:——

### ધનાકાકીના ઓરડાનો આગલો ભાગ.

[ધનાકાકી અને દીનબાઇ કાલા લેબાસમાં નજરે પડે છે.]

**ધનાકાકી**—(નફ્કરાઇથી) દીની, પેલી કુમીના માતીનું કંઇ સાંભળ્યું કે? સપલશાહની સુનઈ ગેઇ કાલે આવી’તી, તે કહેતી’તી કે, એ હરવાયાએ તો કુવો પુરીઓ!

**દીનબાઇ**—(અણુકાથી) નહીં; નહીં, કાકીજી! માલેગામવાલાની મહેરી કાલે મને કહેતી’તી કે અસ્પંદીઆરે તો પોતાના ભેજાંમાં પીસ્ટોલ મારીને આપઘાત કીધો! (ગંભીરાઇથી) કાકીજી,—એને હજુ સુધી તો આપઘાત કીધો નથી, પણ આજકાલ કરે તો તેથી હું અજબ થવશ નહીં. હાથની ધરતીઓ એવી મલે નહીં તો સુન્ના જેવા માટીડાઓ કોરીના થઇ જાય નહીં! (સવાલ કરતાં) પણ કાકીજી, તમે એ બીચારાને પાંચ પૈસા નહીં પૂછો?

**ધનાકાકી**—(નેણ ફેરવી) વાય, વાય, દીની! તું કંઇ ઘેલી થઇછ, એમ હું બધાંને પૂછતી એસું તો મારૂં પોતાનું શું થાય? પેલાંને પૂછો,

એલાને પુછો—ને પછી વાખાપરે તાહરે ફાકો મારીને સુવો! (સામે જોઇ) ઓ—આય કોણ? અરસ્પંદની કુમી? આવ, માય, આવ—તાહરા આવર્દા લાંબા છે.

**દીનબાઇ**—(કુમીના દાખલ થયા અગાઉ) કાકીજી, હું તો પાસેના ઓરડામાં જાઉંછ; મને તો એનું કારૂં મ્હોતું જોવા ગમતું નથી!

[કાલા લેબાસમાં કુમી દાખલ થાય છે; ધનાકાકી તેણીને ચાંપીને કોટી કરે છે; દીનબાઇ ખફગીથી ચાલી જાય છે.]

**ધનાકાકી**—(પુકારીને) ભાણ્યા—ભાણ્યા, એક બે તણ ખુરશી લાવતો બા; બરી અંદર તો બધી ગરમી પરેછ (કુમીને) ગોઠવઇને બેસની દીકરા; તકીયો મંગાવું? પેલો કેમ છે? કંઇ જણાયછ કે?

[બન્નેની જાણ વગર, અરસ્પંદ હાલહવાલ ઇંગ્રેજી પહેરવેશમાં, હેરાન પરેશાન દાખલ થાય છે, અને બન્નેને વાત કરતાં જોઇ બાજુએ ઉભો રહે છે]

**કુમી**—બલા જાણે મારી! ને રોગ જાણે તમારી! એ મુવાનું નામ બારો! મેં તો એના નામપર પુરો મુકીઓછ! મુવાએ જેવું કીધુંછ તેવુંજ પામશે.

[અરસ્પંદ એકદમ જાહેર થાય છે. બન્ને જણા તેને જોઇ ચમકે છે.]

**અરસ્પંદ**—ખરૂં છે, ખરૂં છે—ઓ શયતાનજાદી! મેં કીધુંછ તેવુંજ હું પામશ, ને જેવાં કારાં કરતુક તેં કીધાંછ તેવોજ દોઝખી હાલ તાહરો થશે! (કહેરથી ધનાકાકીને) ધનાકાકી,—તમારો સુધલો કાંહ ગીયોછ? જે ઓરતનો છાયોબી તમારીપર પડવો જોઇએ નહીં તેજ લ્યાનતી ખવાસની, કરતુકી ઓરતને, તમે તમારી પાસે બેસાડીછ!—આહા! કેવો બેઢંગો, કેવો ઘાતકી, કેવો નાતરસ જમાનો! કેવો નાતરસ પારસી લગનનો

કાયદો ! સારૂં થયું કે હું ગરીબ થયો, નહીંતર એ દગાખોર દુન્યાને તેનાં ખરા આકારમાં હું કદીબી પીછાનતે નહીં.

[ દીનબાઈ દાખલ થાય છે અને અસ્પંદને માયાકુલ આવકાર આપે છે.]

**દીનબાઇ**—બેસો, બેસો, અસ્પંદીયાર બેસો (અસ્પંદ ખુરશીપર ગોઠવાય છે.) લાવો, ટોપી મને આપો હું બાજુ મુકું. કેમ છેઓ ? જરા સોડા આઇસ લેશો ? ગરમી ઘણી પરેછ. (પુકારીને) ભાણ્યા—ભાણ્યા, એક ઠંડો સોડા લાવ. (અસ્પંદ નકારથી) નહીં નહીં—મારા સમ—" ના "ના કેહો.

**કુમી**—(ધનાકાકી તરફ ફરી) રકાસ જોયો કે ? હું આવી તાહરે તો અંદર ચાલી ગેઇ ! ને હવે અહીં ધરાંપરાં કેવાં થાયછ ! મુવાં, એમ બી ને એમબી નાતરે કાંય નહીં જતાં—!

**અસ્પંદ**—જેમ તેં તાહરા કેકી સાથે ધોળે દિસે નાતરૂં કીધું તેમજ કેની ? આહા, એ કરતુકી કેકી હમણા જો મારી સામે હોય તો......તો... (હવામાં મુકકો ગુમાવી ખુરશીમાંથી ઉભો થાય છે; દીનબાઇ તેનો હાથ ઝાલી બેસાડી દે છે) ધનાકાકી, મને જો ખબર હોતે કે આય ઝેરી સાંપને તમો તમારાં પાસાંમાં સમોવોછ તો હું અહીયાં આવતેજ નહીં.

**ધનાકાકી**—( સમો તપાસી લઇ ) નહીંરે બાવા, અસ્પંદ, એ તો જેવા તું તેવી એ, તમે બેઉ કંઇ પારકાં છેઓ ! એ આવી તેને શું હું કહારી મેલું !

[ દીનશાહ અત્રે કાલા પારસી સુટમાં પાઘડી સાથે દાખલ થાય છે, અને અસ્પંદની કંઇપણ નોટીસ લીધા વગર કુમીને જોરથી શેકહેન્ડ કરે છે. ]

**દીનશાહ**—અલ્લો કુમી-કેમ છેઓ ? કયારે આયાં ! મને તો કંઇ ખબર બી નહીં, હું તો મારા રૂમમાં ઉતો ; જરા ભાણ્યા પાસે કહેવારયે કેની ?

**કુમી**—થેંકયુ દીનશાહ ; હું તો જાણું કે તમારા વાઇફે મારા આવવાની ખબર તમને કીધી હોશે.

**ધનાકાકી**—બાવા દીનશાહ,—આપરા અસ્પંદીયારબી આવેલા છે.

**દીનશાહ**—(નાકનું ટીચકું ચઢાવી, આઇગ્લાસ નાકપર ફેરવી) કોણ—? મી અસ્પંદીયાર? ઓ આઇ સી. (અસ્પંદ શેકહેન્ડ કરવા હાથ લાંબો કરે છે; દીનશાહ "**અખારા**" કરે છે) તમે અહીં? ભલા આદમી હવે આય ડ્રેસ તમને શોભે? એવો સીનોર બાસ્ટાંઉ જેવો કોટ પાટલુન પહેરવાને બદલે આપરો સાદો—માદોને સાહેબ-જાદો પારસી લેબાસ સજે તો ઠીક.

**અસ્પંદ**—થેંકયુ, 'સીન્યોર' દીનશાહજી; તમારી આય નાદર સલાહ વાસ્તે હું ઉપકાર માનુંછ; અને તમારી કીંમતી આંખોપરના સોનેરી આઇગ્લાસને જે અપમાન થયુંછ તે વાસ્તે તેઓની માફી ચાહુંછ.

(દીનબાઇ તરફ ફરી) બ્હેન દીનબાઇ ખરશેદજી કાકાનાં વીલમાંથી જેમ મારા નામપર, તેમ તમારા આય ધણીજીના નામપર, છેકો મુકવામાં આયોછ તેથી હું ઘણો ખુશી છેઉં. કારણ, જો ખરશેદજી કાકા એઓને જો કંઇ સારૂં જેવું આપી ગીયા હોતે તો એઓ આય ધર્તીપર પગ ફેરવીને ચાલતે બી નહીં.

**દીનબાઇ**—(દીનશાહને) દીનશાહ, દીનશાહ, એ બીચારાનું દીલ શું કામ દુખવોછ? (અસ્પંદને) અસ્પંદીયાર, તમારા મનમાં કંઇ ઓછું લાવતા ના, એઓ તો બધા દહારાના એવા દાઢાબરયા છે.

**દીનશાહ**—(અસ્પંદને) પણ આઇ સે. મી. અસ્પંદીયાર, તમારી બૅરીસ્ટરની સનદનું શું થયું? મેં તો સાંભળ્યું કે હીઝ લૉર્ડશીપે તેબી છીનવી લીધી? More's the pity!

**અસ્પંદ**—તમારી ભૂલ છે, જેન્ટલમેન દીનશાહજી; મારી સનદ હીઝ લોર્ડશીપે છીનવી લીધી નથી, કારણ સોલીસીટર દીનશાહ ડગલાસ તેવી ધાતકી સલાહ હીઝ લોર્ડશીપને આપવા સારા નસીબે તાંહ હાજર ઉતા નહીં.

**દીનશાહ**—ઓ આઇ સી. એ સનદને હવે તું ઉકારીને પીવાનો છે શું? (એકાએક યાદ આવી હોય તેમ) પણ—'બાઇ જોવ'!—એમ બી ને એમ બી ખુરશેદજીબાના વારસ, પેલા અદી અપંગને, તું અપીલ કાંય નહીં કરતો? એ તો હવે શેઠયામાં ખપેછ!! ને વરી, તાહરો અતલસનો બેશી પરયો, એટલે **જરૂર બા જરૂર** તાહરી દાદ લેશે!

**અસ્પંદ**—( ઝનુનથી ) મી૦ દીનશાહ—જ્યારે તમારા જેવા સોલીસીટરો મ્હોડેથી પ્રોફેસ કરી પાછલથી પીઠ ફેરવેછ, ત્યારે અપંગ અદીબા જેવા સાદામાદા સાહેબજાદાઓ, બીન માગવે અને બીન બોલવે, મારા જેવાઓની દાદ લેછ. મેં અદીબાને અપીલ કીધી નથી—તેને દરવાજે હું ચઢયો નથી—તેની ગરીબીમાં તાહરી સુઝે દોરવઇ, મેં તેને હીણ્યો, તેને તજીયો, છતાં શું ધારેછ દીનશાહ? **તેજ** સાદા—માદા અદીબાએ તેવોજ એક સાદો ને સુતરો કાગલ મારા ઉપર લખી, મારી આય હાલતમાં પોતા તરફની બનતી મદદ આપવાની ઉદાર માગણી કરી, મને પોતાને ઘેર ઇનવાઇટ કીધોછ. ( લાગણીથી ) "દાદે દરીયાવમાં ખુશરૂનો ખાવીંદ ખુદા !" આય દુન્યાઇ દરીયાવમાં જ્યારે મારી કીસ્તી આમથી તેમ ડોલા ખાતી'તી, ને તાહરા જેવા બેવફા દોસ્તો મારી મદદે પહોંચવા ડગમગતા'તા, ત્યારે આય દાનાવ દુસ્મને તેજ કીસ્તીને સદાની દરીયા-દફન થતી અટકાવી. આહા ! દીનશાહ, ગરીબી આપણને શું નથી શીખવતી ! તવંગરીએ હું આંધળો હતો,—ગરીબીએ હું દેખતો થયોછ. તવંગરીએ હું ઉછાછલો ને દુરાચર્ણી હતો,—ગરીબીએ હું શાંત ને સદગુણી બન્યોછ. દીનશાહ, દીનશાહ,—હું ઇચ્છુંછ કે હું પહેલેથીજ એવો ગરીબ રહયો હોતે. તારા પોતા ખાતર હું ઇચ્છુછ કે તું બી મારા જેવો ગરીબ થાય, ને ગરીબીના કીંમતીમાં કીંમતી પાઠો શીખે.

**દીનશાહ**—( બેપરવાઇથી ) પણ હવે એ ફેંકાફેંકી રહેવા દે; અમારી કેમ ખાતરી થાય કે અદીએ તુંને ઇન્વાઇટ કીધોછ ?

[ અસ્પંદ ખીસાંમાંથી એક કાગલ ખેંચી કહાડે છે. દીનશાહ તે લેવાની વેતરણ કરે છે. ]

**અસ્પંદ**—નહીં ! દીનશાહ—તારા હાથ એને અડકવાનેબી લાયક નથી ! ( દીનબાઇ તરફ ફરી ) બ્હેન દીનબાઇ,—મેહરબાની કરી આય ટુંકી સતરો તમારા ધણીને વાંચી સંભળાવશો ?

[ દીનશાહ ઝંખવાનો પડે છે. દીનબાઇ વાંચે છે. ]

મારા વ્હાલા અસ્પંદીયાર,

મારા સાંભળવામાં આવ્યું છે કે આ દગાબાજ દુન્યાએ જેમ વિના વાંકે એક વખતે મારો, તેમ હાલ તમારો, ભોગ લીધો છે. પરવરદેગારે હાલને સમયે એ પૈસાની મારા ૩પર નવાજેશ કીધીછે તેટલા વાસ્તે તમારી મુશ્કીલીમાં મારાથી બનતું કરવાને હું તૈયાર છું. તમને જો કંઇ વાંધો નહીં હોય તો આવતા રવિવારે ૪) વાગતાને શુમારે મારે ત્યાં પધારજો. હું અને મારાં વ્હાલાંઓ તમને મલવાને ઘણા ઘણા ખુશી થઇશું. જરૂર આવશો. શરમાશો ના, ઘેર તમારૂંજ છે. સાહેબજી.

લી૦ તમારો હંમેશનો,

**અરદેશર ખુરશેદજી કાવશજી ગાંધી.**

[થોડીક પળ ચુપકીદી]

**ધનાકાકી**—તાહરે શું અસ્પંદ, એ અદીની ઓસરીએ તું ચહરશે કે?

**અસ્પંદ**—કાંય નહીં, ધનાકાકી? મારી ભુલ જોઇ હું સુધરૂં તેમાં ખોટું શું છે? (ઝનુનથી) ધનાકાકી,—એજ બાબતમાં આદમજાત સદા ભુલ કરતી આવીછે; તે પોતે પોતાને પીછાનતી નથી, તેમજ તેના ખરા દોસ્ત કોણ છે ને ખોટા કોણ છે, તેની સમજ તે ધરાવતી નથી. કાકીજી,- જેઓને આપણે ખરા દોસ્ત ગણીએછ, ને જેઓ આપરી અડોઅડ બેઠેલા હોયછ, તેઓજ આપરા સાત દુશમનની ગરજ સારેછ! ને જેઓ આપરા રાહબર થવાનું ડોળ ઘાલેછ, તેઓજ રસ્તે ચાલતાં આપણને લુટેછ!

**કુમી**—તો!—તો!!

**અસ્પંદ**—ચુપ! બેઅદબ!! તારી નજીસ જીભલી એકદમ બંધ કર! નહીંતો અબ ઘડી કંઇ નવું જુનું થશે. (ધનાકાકી તરફ ફરી) કાકીજી, આય બાબતમાં મારો તેમજ તમારો અનુભવ સરખોજ છે. ફરક ફક્ત એટલોજ છે, કે જ્યારે હું મારી બાજી હારીને પુરેપુરો પસ્તાયોછ, ત્યારે તમારો પશેમાન થવાનો વખત હજુ આયો નથી, ખોદા તમને તે દહારો દેખરાવેબી નહીં.

**ધનાકાકી**—ઓ વાય, અસ્પંદ, તું તો જાણે નરો કોરટમાં બાલેસ્ટરપણુ કરવા ઉભો!

**અસ્પંદ**—(ઝનુનથી) કાકીજી,—દેખતી આંખે હું આંધળો હતો, પણ અપંગ અદીબાએ મને દેખતો કીધોછ. (સમજાવતથી) કાકીજી, કાકીજી,—અદીબા મારા તેમજ તમારા સાચ્ચા ને સુધ્ધા દોસ્ત છે; મુજ કમતરીનની સલાહ છે કે "નાદાન દોસ્ત કરતાં દાનાવ દુસ્મન ભલો" તે કહેતીને તમો સદા યાદ કરી તે ઉપર અમલ કરજો. (જતાં જતાં) ચાલો, સાહેબજી; બ્હેન દીનબઇ, ગુડબાઇ; હવે હું જાઉંછ; અત્રે મારી હાજરી વધુવાર આપી તમને કંટાલો આપવા ચાહતો નથી.

[ધનાકાકી તથા દીનબાઇને શેકહૅન્ડ કરી સરભોગ જાય છે.]

**દીનશાહ**—(ક્રોધથી) દીના—! તુંને શરમ નહીં આવતી? એને તો પોતાનો હાથ લંબાવ્યો પણ તેં તે લીધોજ કેમ? ગરીબ થવા છતાં એ રાસ્કલ કેવો પ્રાઉડ છે! જતાં જતાં કુમીની તો નહીં, પણ મારી બી નોટીસ લીધી નહી!

**દીનબાઇ**—(ટીકાથી) દીનશાહ, એમાં શું નવઇ? એ તો જેવી આપ તેવી માપ! જેવાં ભાઇના મોસાલાં તેવાં બહેનનાં ગીત!

**ધનાકાકી**—(વાત ઠંડી પાડતાં) ચાલો હવે માંડી વારો. આપરે બધાં અંદર જઇએ, હું તો બધી અહીંયાં પવને વીજનઇ ગેઇ; કાલની કાની લખલખું ભરઇ આવશે તો કાંહ જવશ.

[સઘળાં જાય છે.



# પ્રવેશ.

———:o:———

## અદીબાનું મકાન.

———:o:———

### આરાસ્તા દીવાનખાનુ.

[ અદીબા, ડા૦ લાલકાકા, પેરીન ને બેહરામ નજરે પડે છે. ]

**અદીબા**––(લાલકાકાને) ડાકટર,–કોણ જાણે શું છે કે આજે મને પેલા બગીચાના બનાવની યાદ થયાજ કરેછ! હું ને પેરીન ગાર્ડનમાં ફરવા ગીયાં'તાં તાંહ નવા ને જુના દોસ્તો વચ્ચે ચાલેલી રસાકસી તમને યાદ છેની?

**પેરીન**––પપા આય રામલો કોઇનો કાર્ડ લાયોછ.

**બેહરામ**––એતો અસ્પંદીયાર છે.

**અદીબા**—આવવા દે,—આવવા દે, રામલા.

[ અસ્પંદીયાર લાલહવાલ ઈંગ્રેજી પહેરવેશમાં ચિંતાતુર દાખલ થાય છે. ]

આવો દોસ્ત અસ્પંદીયાર, આવો–કેમ છેઓ? તમને જોઇ હું બેહદ ખુશી થયોછ, (બેહરામ ને પેરીનને) દીકરા બેહરામ, દીકરી પેરીન,––તમે લોકો કાંહ એનાથી અજાણ્યા છેઓ? (અસ્પંદને) દોસ્ત અસ્પંદીયાર, આગલી–પાછલી ભૂલી જઇ આપરે બેઉ જણા એકમેક સાથે દોસ્તીના ગાંઠથી બંધાશું. કેમ તમને કંઇ વાંધો તો નથીની? જેમ તમે મને, તેમ હું તમને, ઉપયોગી થઈ પડશું: મારા પૈસા–ને :તમારી સલાહ. લાવો, here is to our success! ખોદા આપરી દોસ્તી ચાલુ રાખો ને આપરા દુશ્મનોનાં મ્હોડાં કાલાં કરો.

[અસ્પંદ અદીબાના બન્ને હાથો પોતાના હાથમાં લઇ તે ઉપર પોતાનું માથું ઝુકાવે છે.

**અસ્પંદ**--થેંક યુ, થેંક યુ, અદીબા. તમે કેવા ભલા છેઓ. હું તો મારાં ચાલતાં ચલણમાં દેવાનો ઉતો. મારી તકસીર વાસ્તે ખુલ્લાં દીલથી તમારી માફી ચાહુંછ.

**અદીબા**--નહીં, નહીં, અસ્પંદીયાર,-એવી વાત કરતાજ ના. ગઇગુજરીનું રાજ આપરે અહીં ચાલવા દઇશું નહીં. તમે ઠીકઠાક થાઓ ને ધંધે લાગો તાંહસુધી આય મકાન તમારૂંજ છે. મેં તમારે વાસ્તે ઓરડા તૈયાર રખાવ્યોછ, ને કારભારી કુંવરજી તમારા ઘેરવાલાનું બીલ ચુકતે કરી તમારો સામન હમણાં અહીં લઇ આવશે.

**કારભારી**--(દાખલ થઇ) અસ્પંદીયાર શેઠ, અંદર પધારો. ચાહે પાણી તૈયાર છે.

[ અસ્પંદ અંદર જાય છે, રામલો એક કાર્ડ લાવી બેહરામના હાથમાં મુકે છે. ]

**બેહરામ**---પપા, જીજીભઇ જેમીસન આયાછ.

**પેરીન**--(તાજુબ થતાં) જીજીભઇ જેમીસન! તે દહારે આપણને બાગમાં નો-કોકાં કીધેલાં તેઓજ કે, પપા?

**અદીબા**--હા, દીકરી તેજ!

**જેમીસન**--(ખુશામતથી) સાહેબજી, સાહેબજી, અરદેસર શેઠ-ઉમરદરાઝી-ખુશ તો ખરા? માફ કરજો હું, આજે આતવાર જેવે દહારે સહવારના પહોરમાં તમને ડીસટર્બ કીધા.

**અદીબા**--(ઠંડેપણે) કંઇ નહીં, મી૦ જેમીસન, કંઇ નહીં. હું ધારૂંછ કે તમે વ્યાજ વટાવની ઘણી રોકાણના માણુસ એટલે કંઇ બી ઘણા અગતના કામ વગર આયા નહીં હોશો, પણ તમે જાણોછની, બા, હું તો હવે આંધળો થયોછ, ને ઇનસ્યુરંસ ઑફીસમાં નથી.

**જેમીસન**--પણ, પણ, હું કંઇ તે કારણસર આયો નથી, અરદેશર શેઠ. હું તો આપને મુબારકબાદી આપવા આયોછ.

**અદીબા**--મુબારકબાદી! શાને વાસ્તે?

**જેમીસન**--(ખુશામતથી હસીને) અહેહેહેહે, અદીબા,-મારા અરદેશર શેઠ-હું તો હંમેશ કહેતોજ આયોછ કે તમે ઘણા શરમાલ છેઓ. તમને ખોદાયજીએ આટલી મોટી દોલતની નવાજેશ કીધી, ને દોસ્ત જેવા દોસ્ત તરીકે શું મારી ફરજ નથી કે હું તમને મુબારકબાદી આપું?

**અદીબા**--દોલત! અરે જાઓરેજી દોલત શું ચીઝ છે? તે તો આજે છે, કાલે નથી. ગરીબઇમાં રહીને પણ એક આદમી દરજ્જો ભોગવી શકે. એક દોલતમંદનો દરજ્જો તો બહારનો પોકળ, લોકોને દેખાડવાનો હોય, જ્યારે એક ગરીબનો દરજ્જો તો અંદરનો સંગીન,-અંતકરણને ચખાડવાનો હોય. (ટકોરમાં) તે દહારે આપરે પેલા બગીચામાં મલ્યા તાહરે તમે બીચારાએ કંઇ થોડી ભલઇ દેખારી'તી? તમારા દોસ્ત સાથે કેટલા વાતમાં રોકાયલા તો બી કાલજી કરી બે બોલ બોલ્યા.

[રામલો બીજો કાર્ડ લાવે છે.]

**પેરીન**--પપા, મી૦ રતન રૂસ્તમફરામ આયાછ.

**રૂસ્તમફરામ**--(દાખલ થતાં) અલ્લો!! અદીબા, *how do you do?* અરે, પણ-એ સવાલનું કામજ શું છે? હા બા, આપરે તો તડ ને ફડ બોલનારા માણસ! ગરીબી તે ગરીબીજ-તે ગમે એવી પાક હોશે તો બી હીણાવાનીજ: તવંગરી તે તવંગરીજ-તે ગમે એટલી પાપી હોશે તો બી પુંજાવાનીજ! (લાલકાકા તરફ નજર પડતાં) અલ્લો, ડાકટર-તમે અંહીંયાં છેઓ કે? કેમ, સેવકનું કહેવું ચોખ્ખું બીલોર જેવું છેની? (અદીબા તરફ ફરી) અદી, માઇ ફ્રેન્ડ, માફ કરજે હં-તે દહારે બાગમાં હું તાહરી આગલથી પસાર થયો તાહરે......તાહરે......આપરા ફ્રેન્ડ દોલીમેહરજીએ મને કહ્યુ કે "એ તો આપરો અદી છે", પણ મેં કહ્યું કે (ઢોંગી જોસથી) impossible! અદી કદી આંધરો થાયજ નહીં.

**અદીબા**--એટલે? મી૦ રૂસ્તમફરામ તમે શું એમ કહેવા માગતા'તા કે મારી આંખો ખોદાયજીએ પોલાદની બનાવી'તી?

**રૂસ્તમફરામ**--(વાત ઉડાવી હસમુખાપણે) અરે નહીં રે, મફુંજે એ વાત મારા ધ્યાનમાં તો ઉતરી પણ મનમાં નહીં ઠરી ! તું માનશે, અદી, તારી ફેરવાયલી હાલતના સમાચાર મેં ન્યુસમાં વાંચ્યા તાહરે હું એટલો ખુશી થયો–એટલો ખુશી થયો કે......

**અદીબા**—પરવરદેગારે મને આંધરો બનાવ્યો ?

**રૂસ્તમફરામ**—અરે તોબાહ ! તોબાહ !......કે પરવરદેગારે તુંને દોલતથી સરફરાજ કીધો. અહેહેહેહે. પૈસો હોય તો દોરદમામ, ખાલી ખીસે ખોદાનું નામ ! અહેહેહેહે. પૈસો હોયતો ઇજ્જત તમામ, ખાલી ખીસે ઇજ્જત હરામ !

**અદીબા**—એ અદબી માફ છે, બીરાદર રૂસ્તમફરામ, પણ હું જો આય મારી બધી દોલત તુંને સપુરદ કરૂં તો......તો......જો ગુસ્સે ના થતો હું......તું મને તાહરી આંખો સોંપી દે ખરો કે ? હું તો બા આય પળે એ અદલાબદલી કરવા તૈયાર છેઉં.

**જેમીસન**—અહાહાહા, અદીબા, you are a born humorist ! (હસે છે) ખરૂંની મી૦ રૂસ્તમ ફરામ ? ચાલો, અદીબા, હું રજા લેઉંછ. સાહેબ મેહરબાન. આપરે લાયક કામકાજ હોય તો બેલાસક ફરમાવજો (જાય છે.)

**રૂસ્તમફરામ**—ચાલ અદી, હવે સેવક બી રૂખસદ ચાહેછ, કાલે હું મારી મોટર મોકલશ, છોકરાંઓને લઇને જરૂર આપરે તાંહ આવજે. શું ? આવશે કેની ?

**અદીબા**—થેંકયુ થેંકયુ-હમણા તો નહીં બનશે. ધીરે રહીને જોઇશું. દોસ્ત લાલકાકા, દીકરા બેહરામ, આપરા અસ્પંદીયારને એઓનો ઓરડો દેખાડો ; એઓ બીચારા અજાણ્યા છે એટલે જરા ઓસ્કાશે.

**ડાકટર**—( અસ્પંદનો હાથ ગોદમાં લઇ ) Come along friend અસ્પંદીયાર,–ઓસ્કાવાનું કંઇ કામ નથી, ઘેર તમારૂંજ છે.

[ તેઓ જાય છે. દીનબાઇ દાખલ થાય છે. દીનશાહ જરા દેખાવ દઇ પાછા અંદર હઠી જાય છે.]

**દીનબાઇ**—કેમ છેઓ અદીબા? એ તો હું દીનબાઈ છેઉં.

**પેરીન**—દીનબઇ,–દીનશાહજી બહાર કાંય ઉભાછ?

**અદીબા**—બહાર ઉભાછ? (પુકારીને) **આવો, આવો**,–મી૰ દીનશાહ અંદર આવો.

[ દીનશાહ દાખલ થાય છે. ]

**દીનબાઇ**—અરે એઓ તો અહીં આવતા'તાજ નહીં. કહેજે મારો તો પગ ભારી થયોછ.

**અદીબા**—ચિંતા નહીં, દીનબઈ, ચિંતા નહીં, (**દીનશાહને**) દીનશાહજી શેઠ, આય અમારી **નવી** ઓસરી એવી સબકતી છે કે ગમે એવા **ભારી** પગને બી સ્હેજમાં **હલકો** બનાવી દેછ! તબ્યત તો ઠીક છેની?

**દીનશાહ**—હા–નહીં..........નહીં–હા.........–અદીબા–આઇ મીન મી૰ અરદેશર- -

**અદીબા**—કંઇ નહીં, કંઈ નહીં–"અદીબા"જ ઠીક છે.

**દીનશાહ**—મકું જે વેધર તો ઠીક છે, પણ મને કંઇ સોહવાતુ નહીં: મકુંજે માફ કરજો, તે દહારે કંઇ અપમાન થયું હોય તો—

**અદીબા**—મેં તો ધાર્યું તું 'તું, મી૰ દીનશાહ કે તમારા જહાંગીરે મારા ઘેરમાં ઉતારો લીધેલો હોવાથી તમે તો ખુબ ખફા થયા હોશો. એ બચ્ચું જાતવંત છે. કાંકેલ છે. તેથી મેં એને મારા ઘેરમાં ઉતારો આપવાની ફરજ વિચારી. આખર કરે પણ બાપ દીકરા એક તો થવાના, પણ મારી ખાતરી છે કે તેમ જ્યારે થશે ત્યારે બી જાતવંત જહાંગીર અમોને ભૂલી જશે નહીં—

**દીનબાઇ**—ને તેમ અમે એને કરવા દઇશું બી નહીં. તેથી ઉલટું, અદીબા, હું ઇચ્છુંછ કે જહાંગીર ને તમો લોક એક બીજાના વધુ ઘાડા સમાગમમાં આવો.

[ અસ્પંદ અને બેહરામ દાખલ થાય છે. અસ્પંદ સાદા સ્વચ્છ પોશાકમાં છે, તેનો ચેહરો શાંન્તીભર્યો લાગે છે. ]

**બેહરામ**—Here is a chair for you, અસ્પંદીયાર.

**અદીબા**—પણ દીનશાહ તેમ કરવા રાજી છે કે? કંઈ નહીં—બોલો, બોલો—અસ્પંદ તો હવે આપરા ફેમીલી મેમ્બર છે; એઓથી કોઇબી ચીજ હું અજાણી રાખવા ઇચ્છતો નથી.

**દીનશાહ**—(નમ્રતાથી) આપરા લોકમાં માન્યતા છે કે જેટલા ઘણા શીખેલા તેટલા ઘણા ચસકેલા! મારી Law Books એ મારૂંબી ભેજું જરરરાક ચસ્કાવી મુકયું'તું, પણ, એમ તો best of Men in England કાંહ ચસ્કેલા નથી હોતા? જહાંગીરને મારા પ્રેમમાંથી મેં બરતરફ કીધો તાહરથી મને ચેન પરતું'તું નહીં; ખરૂં કેહું તો તમે એને આશરો આપ્યો તેથી હું રાજીજ થયો ને હવે એ age માં આવેલો છે એટલે પોતાની મરજી પ્રમાણે ચાલવાને એ મુખત્યાર છે.

**ડાકટર**—અલ્લો—તાહરે તો હવે આપરો ફીનારો તદ્દન કોરડો થઇ ગીયો, અદીબા. (દીનશાહને બાજુ લઇ જતાં) આવો,—મી૦ દીનશાહ—આપરે બાજુમાં જરા વાત કરીએ.

[જહાંગીરને પેરીન બીજી મેરથી દાખલ થાય છે. દીનશાહને ડાકટર તે બાદ આગલ આવે છે.]

લેઓ, અદીબા, bargain થઇ ચુક્યું, જે કામ તમો કરવાને ગુચવાતે તે આય તમારા સેવકે બજાવ્યુંછ. દીનશાહ કહેછ........મી૦ દીનશાહ કહેછ........પારખોની! નહીં, તમે નહીં પારખશો—હુંજ કેહું—મી૦ દીનશાહ ડગલાસ સોલીસીટર કહે છે કે જો તમારા બેહરામની શાહદી તમે એઓની પીલાં સાથે કરો તો એઓના જહાંગીરની સાજવારી તમારી પેરીન સાથે કરવાને એઓ તૈયાર છે.

**અદીબા**—હા, દોસ્ત લાલકાકા, એ વાત મને દીલોજાનથી કબુલ છે, પણ તે એક સરતે, ને તે સરત એ છે કે મારીજ માફક, આગલી પાછલી ભૂલી જઇ, મારા ભવિષ્યના વહેવાઇ......દીનશાહે ખુલ્લાં દીલથી આય મારા ભણેલા દોસ્ત અસ્પંદ સાથે, પોતાની આગલી ચાલ માટે માફી ચાહી, તેની સાથે અસલ માફક મિત્રાચારીથી જોડાવું.

[દીનશાહ દગમગે છે; દીનબાઇ તેઓને ગોદા મારે છે.]

**દાનશાહ**—(અસ્પંદ પાસે જઇ) અ......અ......અસ્પંદ, જે બન્યુંછ તે વાસ્તે હું ઘણો દલગીર છેઉં.

[તેને કોટી કરે છે: પછી જહાંગીર તરફ ફરી તેને પણ કોટી કરે છે.

**અદીબા**—આહા, કેવી ખુશનસીબી! આવતે શનીવારે આય મકાનમાં ઘણાક દોસ્તોના આગ્રહને આધીન થઇ મેં ગાયનનો એક જલસો કરાવવા ઠરાવ્યું છે, પણ અજબ જેવું તો એ છે કે તેની એક નાની જેવી ત્રાયલ આજે અમો અહી લેનાર હતાં, તેટલાંજ તમો સર્વને બર વખતે પરવરદેગારે અહીં મોકલી આપ્યાં.

**એક નોકર**—સાહેબ, પેલાં બધાં આવી લાગાંછ. ઘણા ઉતાવલે ઘસડાઇ આયાછ.

**અદીબા**—પેલાં બધાં? કોણ? ગાનારો? બોલાવ, બોલાવ, હમણાજ બોલાવ. સાહેબો, હવે તમારાથી જઇ શકાશે નહીં; હવે તો એમ બી ને એમ બી જમીનેજ સીધારજો.

[ખુશાલી. નોકરો વાઇન ફેરવે છે. ડાન્સ મ્યુઝીક.]

**ગાયન.**

**ડ્રોપ.**

